"......તમો બેહેનજીએ મારે માટે તથા મારાં બચ્ચાંઓ માટે તમારે હાથની લખેલી ચોપડીઓ મોકલાવી છેજી, તે માટે તમો વાહાલાં બેહેનનો ઘણોજ અભાર માનું છુંજી. હજી ચોપડી બરોબર વાંચી નથીજી, પણ તમારાં લખાણ માટે કશો પણ શક રેહેતોજ નથીજી. તમારૂં લખાણ સદા કેટલું ઉમદા તથા વખાંણને લાએક ઊંચે ઊંચ છે, તે સર્વને રોશન છેજી.

પરવરદેગાર તમો વાહાલાં બેહેનને લાંબી જીંદગી બક્ષે અને તમારે મન ગમતી ચીજો સદા હજીબી લખતાં રેહેવોજી. મારાં બચ્ચાંઓનો પણ ઘણો આભાર કબુલશોજી......"

તા૦ ૮-૯-૧૯૩૯. **શીરીનબાઇ ખ. જ. વાડીઆ.**



"સદા સરફરાઝ ઉમરદરાઝ માનવંત
બહેનજી સાહેબ ભીખાઇજી,

મહેરબાની કરી ઉપરોક્ત શીરનામે સીફતબાજી સમજશો નહિંજી. એ દરેક ઉદગાર અંતઃકરણનાં છેજી. અને તમારા બાબમાં તે તદ્દન યોગ્ય અને દરોબસ્ત છે.

આટલી ઉમરે તમો જે પરીશ્રમ ઉઠાવો છો અને શોખની સેવા બજાવો છો તે સ્તુતિ પાત્ર છે. મહેરબાની કરી 'મિત્રોનો મનોહર મીઠાશ' ની બે નકલો એક અમારા પોતા માટે અને એક દુર વસ્તા મિત્ર માટે મોકલી આપશોજી.

આગમજથી ઘણો ઘણો ઉપકાર માનતો
દોવાગીર ખયરઅંદીશ.

તા૦ ૮-૯-૧૯૩૯. **મેરવાનજી મનચેરજી બનાજી.**



"......જો કે મેં તો તમો મેહરબાનનાં આ છેલ્લાં થોડાંક પુસ્તકો વાંચ્યાં છેજી; છતાં હજુર બીજાં અનેક કીમતી પુસ્તકો બહાર પાડવાને તે

કીરતાર તમો જેવાં સદ્દગુણી ભલાં બેહનને લાંબી જીંદગી સાથે સદા તન-દરોસ્તી ભર્યાં રાખે ને મુજ ગરીબને ચાહીને સદા યાદ કરો છો તેમજ સદા યાદ કરશોજી. એવી દરેકે દરેક ભલી દુવાઓ સાથે બહુ બહુ ઉપકાર માનું છું."

તા૦ ૧૦-૯-૧૯૩૯. **પીરોજા ફીરોઝ સકલાટવાલા.**



## રાજ-રત્ન મીસીસ રૂસ્તમજી દાબુનો પ્રશંસા-પત્ર.



"......દાદારજી તમોને સુખી જીવન સાથે જીંદગીના છેડા સુધી રાખે, ને પરોપકાર પરમાર્થનાં ઘણાં કામો કરવા શકિતવાન રાખે. તમારી સંગીતની અને સાહિત્યની ખેતીને વધુ ખેડતાં-ઉધારતાં રહી આબાદ કરી તેનાં મધુર મીઠાં ફળોની કીર્તિના પાક તમારે ફાલે આવ્યા કરે અને તે પાકનાં દાંન સૌને દેતાં રહેવા ભાગ્યશાળી થાવો, એવી, હું પણ તમારૂં જ્ઞાન-દાન લેનારી, ખરાં દીલની હેતની દુવા છે.

તમો તો તન-મન-ધનથી આવાં દાંન કરો છો, સારી સ્થિતિના અને સારા જીવના કોઇ આપણાં જરથોસ્તીઓ મુફત પુસ્તકોની સારે વખતે કોમમાં વહેંચણી કરે છે તે પુસ્તકો મારા હાથમાં લાયબ્રેરીને અંગે આવે છે. બહુજ જુજ કિમતની હોય છે. તમો બહેનજી તરફથી મેં ચાર પુસ્તકો લાયબ્રેરી માટે તથા મારાં પોતા માટે મેળવ્યાં, તેમાં 'મારાં માતાજી !'નું તો કેટલી મોંઘી કિંમતનું પુસ્તક અંકાય! આ સાહિત્ય સેવાનું પુસ્તક પણ પાકું સુંદર 'બાઇન્ડીંગ'નું છે. સેંકડોની સંખ્યામાં એવાં પુસ્તકોની લ્હાણી લુટાવો. 'મઘમઘતાં મોગરાં' ને 'મ્યુઝીકમાં ૫૦ વર્ષ,' એબી ઠીક ઠીક કિંમતનાંજ અંકાય. હજારો રૂપીઆનો ભોગ, વખતનો ભોગ ને સાથે આ ઉમરની નબલી આંખનીબી કનવાર ન કરી તેનો ભોગ આપીનેબી જન સમાજને માટે ખરાં દીલની કાલજીથી આ જાતની જેહેમત વાપરી વિધ્યાનાં દાન દેવા માટે, મારાં હાતમ દીલનાં બહેન ભીખાઇજી, તમોને ખોબા નહિં, પણ ખોળા ભરીને

ધન્યવાદ અને આશિર્વાદ ઘટે છે. દાદાર પાસે એજ દુવા છે કે સદા તન દરોસ્તીથી જાળવી રાખે, ને તમારા ઉમદા, સખી, જ્ઞાની, સાચાં અંતઃકરણની આવી બક્ષિશો આપતાં રહેવાની તમારી શોખની સેવાનો ઉત્તમ લાભ તમારાં, અમો સૌ ચાહતાં વખાંણતાંઓ, મેળવ્યા કર્યે. 'હાથે કીધું તે સાથે' એના જેવી સખાવત તો બીજી નથીજ, પણ તમારી સખાવતો તન-મનની ભુખ ભાગનારી ને તમારૂં સદા સ્મર્ણ જાળવી રાખનારી છે. દીકરા-દીકરી હોતે તો નહિં યાદ જાલવતે, પણ આ તમારાં પુસ્તકો તો ઠામ ઠામ તમો બહેનને આશકારા કરશે, તમારી મનશાનીજ તમોને એવી ઉત્તમ પ્રેરણા પીવાડતી હશે. ઇચ્છું છું કે તમારાં આગલાં પુસ્તકોની બીજી આવૃતિઓ તમારી હૈયાતીમાંજ બહાર પડવા પામે તો કેવું ભલું કામ થાય! બ્હેન કાંઇ વિચાર કરજો ને સુધારા વધારા સાથે 'વિચારી વનિતા' છપાવી તેની લ્હાણી લુટાવો. દાદાર તમોને શકિત આપો ને તમારા હાથે તમારાંજ પુસ્તકો નવાં સ્વરૂપે બીજી વાર સજીવન થાવો!..............."

તા૰ ૧૫-૯-૧૯૩૯.



"......તમોએ તમારી નવી ચોપડી 'મારી અર્ધી સદીની સાહિત્ય સેવા' મારે માટે મોકલી છે તે માટે તમારો અત્યંત ઉપકાર માનું છુંજી.

તમારા અદના Pupil તરીકે તમારે માટે તથા તમારાં મ્યુઝીક માટે તથા તમારી સાહિત્યની સેવા માટે ઉંડાં માનની નજરથી જોવું છું; અને તમોએ મને બચપણમાં મ્યુઝીકની જે કેળવણી આપી છે અને જે ઉંડો છાપ મારાં મગજ ઉપર બેસાડયો છે, તેના વખાણ કરવાને માટે અથવા આભાર દર્શાવવા માટે મારી પાસે પુરતા શબ્દો નથી.

તમે તમારાં માત-પીતાની અને કુટુંબની જેમ સેવા બજાવી છે, તેમ ઘણાંજ થોડાં બજાવી શકે.

મ્યુઝીકનાં તમારાં ઉંડાં જ્ઞાન માટે ટ્રીનીટી કૉલેજે તમુને અપૂર્વ માન આપેલું છે, તેને તમો ઉંચે-ઉંચ લાયક છો, અને તે માટે હું તેમજ અમારૂં

કુટુંબ તમોને ધન્યવાદ આપીએ છીએ! એ માન ભોગવવા માટે તમો લાંબી જીંદગી ભોગવો અને એવાં બીજાં અનેક માન તમોને મળે એવી અમારી દુવા છેજી......"

તા૦ ૧૭-૯-૧૯૩૯. **હીટલાં સોરાબજી પી. કાપડયા.**



## મરહુમ પાલનજી ખરશેદજી લીમજીભાઇ પાલમકોટના વહુ બાઇ સુન્નું પેસ્તનજી પાલનજી પાલમકોટનો પ્રશંસા પત્ર.



"......તમો મહેરબાન ફુઇજીએ આ ચોપડી લખવામાં કેટલી મહેનત કીધી હશે તેનો ખ્યાલ તમારાં સુંદર લખાણથી થાય છે. હવે તો તમો ખરેખર આસાએશથી તમારી જીંદગી પસાર કરો: પ્યાનો તો સૌ કોઇ શીખે છે, ને આજ કાલ 'ફેશન' બી છે, પણ તમારી માફક પ્યાનો શીખી તે હુન્નર બીજાંને છુટથી ને કળા રૂપી શીખવી અને કમાયલા પૈસા ફંડોમાં સખાવતોમાં ભરે, અને બીજાંઓ માટે આવી ઉમરે મહેનત કરે, તેવું કોઇબી નીકલશે નહિં, કારણ સૌ કોઇ 'શો' ને ખાતર શીખી તે હુન્નર પોતાની પાસેજ રાખશે, બીજાંને તેનો ફાયદો ઘણાંજ જુજ નહીં જેવાંજ આપશે, એટલું તો હું ખાતરીથી કહી શકીશ. તમોએ તો શીખી-શીખવીને તેના ફાયદાઓબી કરી આપ્યા. સાબાશ છે તમારી હીંમતને, તથા તમારા અસીલ સ્વભાવને કે તમારી પૈસામાંથીજ તમે કીધું. હજીબી તમારી હીંમતે કર્યાં જાઓ છો. પરવર તમારો હમેશાં નેગેહબાન રહે, ને હજીબી તમો ઘણું જીવી પાલમકોટનું નામ શોભાવતાં રહો. આમીન!

દલગીર છું કે અમારાથી કેટીને શીખવવા બન્યું નહિં, પણ કાંઇ નહિં. મારી કેટીને ત્યાં બચ્ચાં આવશે તેને પેહેલાં બચપણથીજ પ્યાનો શીખવવાને તમારી માફક તેનો ભવીશમાં ઉપયોગ કરવા સલાહ આપીશું. આમીન!..."

**કલકત્તા.** **સુન્નું પેસી પા૦ ખ૦ લી૦ પાલમકોટ.**

**તા૦ ૧૮-૯-૧૯૩૯.**



જમશેદપુર.
તા૦ ૧૯–૯–૩૯.

"માહરાં વ્હાલાં મુરંબીજી ફુઇજી ભીખાઇજી,

..તમોએ મોકલેલી નવી ચોપડી મલી છેજી. ખુદાએ તમારૂં ધારેલું કામ પાર પાડયું, તે માટે અતી ઘણાં ખુશી છેએ. વ્હાલાં ફુઇમાય, દરેક ભલાઇનાં કામ તમારી જીંદગીની સાંજે ખુદા તમારા હાથથી કરાવે. તમારી પીઆનો સાથની સબી ઉપરથી એક ફોટો હમે પડાવી ઘેરમાં મુકયો છે, જે અમારાં બચ્ચાં, તેઓનાં બચ્ચાં ને તે પછીના પાલમકોટનાં વારસો જોય ને જાણુશે કે તમારાં જેવાં એક લેડી પાલમકોટનાં કુટુંબની કીર્તી-ઇજતમાં વધારો કરી ગયાં. તમારો ફોટો જે કોઇ જોય છે, તેઓ બોલે છે કે આટલી મોટી ઉમરે કેવો સરસ દેખાવ છે! બસ મારી એટલી ઉમેદ છે કે મારી દીકરીનું કામ તમારા શુભ હાથથી પાર પડે. ખુદા એ જોવા તમોને લાંબી જીદગી સુખ તનદરોસ્તી આપે! અત્રેથી અમો બન્નેની હેત ભરી દુવા તમો વ્હાલાં ફુઇજી ઘણું ઘણું હેતથી કબુલજોજી.

લી૦ તમારો ભત્રીજો,

**મનચેરશાહ પાલનજી ખરશેદજી હીમજીભાઇ**

**પાલમકોટ.**



"તમારૂં નવું પુસ્તક "મારી અર્ધી સદીની સાહિત્ય સેવા" નું મલ્યું છે, જે માટે તમારો ઉપકાર માનું છું. પુસ્તક વાંચતાં ઘણું રસીલું માલમ પડે છે, અને તમારી ઉત્તમ સેવાઓનો અચ્છો ખ્યાલ આપે છે. જેમાં તમારા માત-પીતા અને ભાઇ સોરાબ તરફની તેમજ તમારાં નામાંકીત શીશ્યો અને તેઓનાં કુટુંબ તરફની તમારી ઉત્તમ લાગણીઓ પ્રગટ થાય-છે.

આશા રાખવામાં આવે છે કે હવે તમારી પોણી સદીની સેવાનું પુસ્તક પણ તમે બહાર પાડવાને શકિતવાન થાવો! એવી દુવા સાથે,

દુવાગીર ભાઇ,

તા૦ ૨૦-૯-૧૯૩૯. **બેહુમન સોરાબજી બનાજી."**



"મારાં મેહેરબાન મુરબીજી વાહાલાં બીખાઇજી લીમજી પાલમકોટ,

તમારી ઉદારતા માટે તમને ધન્યવાદ આપી ઉપકાર માનું છુંજી. અંગ્રેજી શબ્દ 'Charity' નો તેના ધાતુ અનુસારનો અર્થ 'વાહાલ' યાને 'dearness' થાય છે. તમારી મીત્રતાથી મેં અનુભવ્યું છે કે તમારી ભલાઇમાં 'વાહાલ' છે, તમો અમને સર્વેને ચાહો છો અને તેનું પરિણામ એ કે તમારાં મીત્રો તમોને પોતા તરફનો 'મિઠાસ' પીરસે છે, અને વધુમાં તેથીજ તે 'મિઠાસ' તમને 'મનહર' લાગે છે. તમારી ભલાઇ અને તમારા ચાહ વડે તમો તમારાં મીત્રોને 'મિઠાં અને મનહર' બનાવો છો, અને તમારાજ સદ્‌ગુણો તમને આનંદમય કરે છે. એ તમારો ખરો અને સાચ્ચો આનંદ હંમેશ માટે કાયમ રહે, એજ મારી આજની દુઆ છે, તે પરવરદેગાર આમીન કરો!

મારાં માયજીએ તમો માટે ઘણી ભલી દુવાઓ લખાવી છે, તે સાથે મારીબી કબુલ કરશોજી.

લી૦ તમારો દુવાગીર સેવક,

તા૦ ૨૮-૯-૧૯૩૯. **નાનાભાઈ ફરામજી માંમાં.**



"......તમારૂં મેહેરબાની ભર્યું પત્ર મલ્યું છેજી અને તે સાથે તમોએ મોકલેલાં બે પુસ્તકોની ભેટ માટે હું, માણેકબાઇ તથા દીકરી ગુલબાનું તમારો ઘણો આભાર માન્યે છીએજી.

પાક પરવરદેગાર તમારી આંખને રોશની બક્ષે, અને વધુ પુસ્તકો બહાર પાડવાને તમોને સામર્થવાન કરે, એવી અમો ત્રણેની ખરાં જીગરની દુવા તે કરીમે કારસાજ જરૂર કબુલ રાખશેજ......"

તા૦ ૨૮-૯-૧૯૩૯. **હોરમસજી દી. જસુભાઈ.**



"તમો તરફથી પુસ્તકોની ભેટ મળી છે, અને તે માટે માયજી તથા હું તમારાં અતી ઘણાં આભારી બન્યા છીએજી. મેં તમો પાસે ૩) પુસ્તકો

માંગ્યાં હતાં અને તમોએ ૫) મોકલી આપ્યાં અને ગરજ હોય તો હજી વધુ નકલો મોકલવાની ખરી મઝદઝનાન ઉદારતા બતાવી તે માટે ખોદા તમારૂં ભલું કરો.

આ જગતમાં લોભને થોભ છેજ નહીં એ તો આપણુ સર્વેનો સામાન્ય અનુંભવ છે. જો એ નીયમ ખરોજ હોય તો જ્યાં 'સાહિત્ય સેવા'ની પીછાન કરવા કાજે કુદરત જો એક ગમે એવા અદના પણ સાહિત્ય સેવકનેજ ઉભો કરે તો પછી તેનો લોભ થોભે નહિં તો તેમાં તેનો શો અપરાધ? ગઇ કાલે જયારે તમારાં પુસ્તકોની ભેટ આવી, ત્યારે એક મીત્ર મી. બરજોરજી દીનશાહજી મીસ્ત્રી મારી આગળ બેઠા હતા. તેવણ એ 'લાલ કેતાબ'થી અંજાઇ ગયા અને જયારે તેવણે જાણ્યું કે મારા ઢગલામા એક ફાલતુ હતું, ત્યારે તો પછી ખેંચતાંનનું પુછવુંજ શું? એ ભાઇ મને પુસ્તક લેવા માટે ખરા લાયક લાગ્યા, કારણ કે એવણ એક સાહિત્ય શોખીન મને જરૂરજ માલમ પડયા. તમારા મરહુમ નામાંકિત લેખક ભાઇ સોરાબનાં મશહુર "માસીક મજાહ" માહેલા કેટલાંક કાવ્યો અતી સુંદર રીતે મને ગાઇ બતાવ્યાં. મને લાગ્યું કે એવણ લાયક છે. અને એક પુસ્તક જેની ભેટ તમોએ મેહેરબાનીની રાહે મારી મુનસફી ઉપર મુકી હતી, તે એવણનેજ મળવી જોઇએ. તમો મારાં મતને મળતાં થશો એમાં શક નથી. હવે આપણે હીસાબ કર્યે:—એક પુસ્તક મારૂં, બીજું માયજીનું; ત્રીજું દેદી ગુરોમાનોનું ચોથું મધર ગ્લોર્યાનું, અને પાંચમું ભાઇ બરજોર દીનશા મીસ્ત્રીનું. એટલે બધાં ખલાસ થઇ ગયાં. એ સર્વ માટે હમે પાંચે જણા તમારો દીલોજાની ભર્યો ઉપકાર માન્યે છિયે, અને જરા આગળ આવી પેલા લોભના થોભ માટે એક નાની અરજ કરવાની રજા આપો તો કહું કે ભીખાઇજી માય, મને એક બીજી ચોપડી આપો, તમો ખાત્રી રાખજો કે હું તેનો સદ્ ઉપયોગજ કરીશ. અને લાયકનેજ આપીશ.

એક વાર ફરી તમારો આભાર માની તમો માટે સર્વે ભલી દુવાઓ ચાહીશ.

હું છું,
તમારો દુવાગીર સેવક,

તા૦ ૨૯-૯-૧૯૩૯. **નાનાભાઇ ફરામજી માંમાં.**



"......તમો સદાના ઉદ્યોગી બેહેને રચેલું 'મારી અર્ધી સદીની સાહિત્ય સેવા'નું અતી મનન કરવા જોગ પુસ્તક આપ કદરવંતા બેહેનજીએ ખાસ તરદી લઇ દાદર સુધી હમારા મકાન ઉપર મોકલી આપવાની તમો વાહાલાં બેહેનજીની આટલી હદની ખેરખ્વાહી અને નહિં ભુલાય એવી ભલાઇ માટે કેવા શબ્દોમાં મારો આભાર દરશાવું તે મારી મુજવણ મને ઘણી ગુચવણમાં નાંખે છે.

તમો માનવંત બેહેનજીની ચોપડીની ભેટ ઘણાં ઘણાં માન અને ઉપકાર સહીત સ્વીકારૂં છુંજી. બનતી ઉતાવળે આખી ચોપડી વાંચી છે. અને તેના સંબંધમાં માહરા નમ્ર અદના વીચારો થોડીક લીટીઓમાં જણાવવાનું અસ્થાને તો નહિંજ કહેવાશે.

જેમ જેમ ચોપડી વાંચતો ગયો તેમ તેમ તમો માનવંત બેહેનજી માટે આફ્રીનનાં ઉદગારો મને ચાલુ ઉત્તેજન અને પ્રેરણા આપતા રહ્યા. ઘણુંક નવું જાણવાનું મલ્યું અને અજાયબી તો એ લાગી કે એક નમુનેદાર બાઇ એકલે હાથે કેટલી હદનો શ્રમ લઇ પોતાની જીંદગીનો ફેરો સફળ કરવાને શકિતવાન થયાં છે. હું જયારે ચોપડી વાંચવા પછી વીચાર કરૂં છું, ત્યારે મારા મનમાં જે વીચારો ધાઇ આવ્યા છે, તેને રાહત આપવાની લાલચ થોભાવી શકતો નથી. આપણી કોમમાં ઘણાં શીખેલાં ભણેલાં બાઇઓ હશે, પણ એક પણ બાનું એવાં થયાં નથી કે જેવણે તમો બેહેનજીની મુકાબલે સંગીત અને સાહિત્યની સેવા તેના પુંજારી તરીકે બજાવી હોય. જેઓ ભુંજીઓ પાપડ વટીક ભાંગી શકતાં નથી તેઓને માન સહીત પુછવાનું કે તેઓમાનાં કેટલાંઓએ તમો જેવી ઉત્તમ સેવા બજાવી તમો બેહેનજીનાં જેવું નામ અને કામ આશકારા કરવાનો સંતોષ લેતાં હોય? મુંબઇનાં આગેવાન છાપાઓએ તેમજ જાણીતાં ગ્રહસ્થો અને બાનુઓએ તમો બેહેન-જીનાં ઉમદા કામની કદર કરનારાં કીમતી, કહો કે લાયક અભીપ્રાય દરસાવ્યા છે, તે શું તમો બેહેનજીની ખુશામદ કરવા ખાતર પોતાની પસંદગીની મોહોર તમો બેહેનજીનાં કામ ઉપર મારી હશે! હું ખરી મનસનીથી ચાહું છું કે દરેક કુટુંબમાં તમારાં કીમતી પુસ્તકો જળવાઇ રહી મા-બાપો પોતાની દીકરીઓને તમારે પગલે ચાલવાના સબક આપતાં રહે તો આજની ઉછાછલી, છકેલ છોકરીઓને ઘણી સારી દોરવણી કરી તેઓનું ચારીત્ર ઘડે.

તમો બેહેનજીની ચોપડીમાં તમોએ Compose કરેલાં duet ની Trinity College તરફથી તમારાં સંગીતના જ્ઞાનની જે મોટી કદર કરી છે, તે પ્રકરણ વાંચતાં માહરી ખુશાલી અતી ઘણી હતી. મને પુછવા દગો કે આજ સુધી કોણે એવા duets રચ્યા છે, અને તેની પ્રશંસા વીલાયતની academy એ કરી છે! મારી જાણ મુજબ તમો બેહેનજીનો દાખલો પેહેલોજ છે. હું જીગર જાનથી ચાહું છું કે તમારૂં રચેલું મ્યુઝીક તમારાં એકે એક શિષ્ય અને પ્યાનો વગાડનારાંઓ પ્યાનો ઉપર વગાડી તેને સાચવી રાખી તમારાં ઊંચાં જ્ઞાનની કદર બુજે.

સાહિત્ય સેવા એ તો પાલમકોટ કુટુંબનો મુદ્રાલેખ છે. અને એ ક્ષેત્રમાં પણ તમો બેહેનજી ઝળકી રહ્યાં છો તે પાલમકોટ નામને ઘણું જેબ આપનારૂં છે.

તમો બેહેનજીના વર્ષોના અદના વખાણનાર તરીકે અમો સર્વે દુઆ ગુજાર્યે છીએ કે ઘણું જીવો ભીખાઇજી બેહેન, સંપૂર્ણ તનદરૂસ્તીભર્યાં રહી તમારી સેવાની વધુ અભીલાષા પરીપૂર્ણ કરો!......"

તા૦ ૩૦-૯-૧૯૩૯. ખોદાબક્ષ નશરવાનજી ગ્રીફીથ્સ.



"......મારે માટે તમોએ તમારી ચોપડી ભેટ મોકલી અમો ઉપર વધુ ઉપકાર કર્યો છે. જે માટે હું મારી તરફથી તથા મારાં ધણીઆણી તરફથી આભાર માનું છુંજી. તમારી ચોપડી ઉપર ટપકેથી હાલે જોઇ ગયો છું, અને હવે પછી નીરાંતે એ ચોપડી વાંચીશજી. તમોએ આખી જીંદગી એક સાચ્ચ જરથોસ્તી સદ્‌ગુણી બાનું તરીકે ગુજારી, સાહિત્યની ઉમદા સેવા બજાવી, કોમની કિર્તીને વધારી છે. અને આવાં પુસ્તકો સાથે તમારૂં નામ જોડીને ભવિષ્યની ઓલાદને સદ્‌ગુણી, ઉપગોગી અને ઉદ્યોગી બનવાને ગોયા બોધ આપ્યો છે. તે જોઇ સંતોષ ઉપજે છે.

પરવરદેગાર તમોને જીંદગીના છેલ્લા દીવસો તંદરોસ્તી અને મન-દરોસ્તી સાથે રવાનની વૃધ્ધમાં આગળ વધારે! એજ અમારી દુવા છે. તમારી મહેરબાની માટે ફરીથી આભાર માનું છુંજી.

બૅંગલોર.
તા૦ ૩૦-૯-૧૯૩૯. પેસ્તનજી જમશેદજી ઉનવાલા.



## શ્રી સયાજી વૈભવ પુસ્તકાલય.



"......જ્ઞાન પ્રચાર ને ચારિત્યને માટે આપની આવી નિસ્વાર્થ સેવા ને ધગસ હાલના વખતમાં કોઈકેજ બજાવેલું હશે. પરમાત્મા તમોને આથી વધુ સેવા કરવાની તક આપો ને આપની સર્વે સમના પાર પાડો!

અમારાં પુસ્તકાલય તરફ ચાલુ આવી ભલી લાગણી ચાલુ રાખશો, ને પ્રસંગે યાદ કરી યોગ્ય તે ભેટ મોકલતાં રહેશોજી.........."

નવસારી.
તા૦ ૧૯-૯-૩૯. શંકર ના. દવે.



"......તમો તમારી 'અર્ધી સદીની સાહિત્ય સેવા' નામની ચોપડીની નકલો અમો સૌ માટે મોકલનાર છો, તે અમો ખુશીથી સ્વિકારીને તેની પહોંચ ખુશીથી લખીશુંજી; પણ સાથે તમારૂં રચેલું 'મ્યુઝીક' બી મોકલવા ચુકતાં નાજી, જે આવતાં વર્ષની પરીક્ષાના અભ્યાસ ક્રમમાં દાખલ કરવામાં આવ્યું છે!......"

પુના.
તા૦ ૧-૧૦-૧૯૩૯. ગુલબાનુ હોરમસજી તવર્યા.



"......તમારી તરફથી તમારાં દરેક કિમતી પુસ્તકોની ભેટ અમો ભાઇઓ, બહેનોને મલી છે, ઉપરાંત વળી આજે 'મારી અર્ધી સદીની સાહિત્ય સેવા'ની ચોપડી મલી છે, તે માટે અમો ભાઇઓ બહેનો તમારો ઘણો ઉપકાર માન્યેછેજી. તમારૂં લખાણુ હાલનાં ઉધરતાં જવાન બહેનો ભાઇઓને ખરેજ મનન કરવા જોગ છે, ને તે વાંચી થોડાંકબી ધડો લઇ તે પ્રમાણે ચાલે તો ખરેજ પારસી કોમના નામો જગ આશકારા કરે, ને તમારી મેહનત ગવાય. તમોએ તમારી આખી જીંદગી કોમના વાહલાંઓનાં ભલાં માટે અર્પણ કરીને હજીબી નાદરૂસ્ત તબીયત, આંખની નબલાઇ છતાં લોક ઉપયોગી સેવા કરવાનું બનતું કરો છો એ આફ્રીન કરવા જોગ છે. તમોને તમારાં કામમાં તે મહાન માલેક મદદ કરે, તમારૂં ધાર્યું કામ પાર પાડે. બીજાંઓ તેથી કાંઇ સમજી વિચારી ફાયદો મેળવે, એ માંગવું છે. તે આમીન હોજો!

તમો બહેનજી તમારી જીંદગીની સાંજ સંપૂર્ણ આશાયશ, લાંબી તંદરૂસ્તી સાથ જીંદગી ભોગવો, ને તમારૂં ભલું નામ–કાંમ હંમેશાં જલવાઇ રહે, એ અમારૂં ચાહવું છે. તે દાદાર અહુરમઝદ તમને સફળ કરે!......"

તા૦ ૨–૧૦–૧૯૩૯. સુના ના. રાણીના.



"......તમારૂં પુસ્તક હમણા હું વાંચું છું. મને તો એ ઘણું 'ઇન્ટરેસ્ટીંગ' લાગે છે, અને બાજે વખત તમોએ જે લાગણીથી મરહુમ ભાઇ સોરાબ માટે લખ્યું છે, તે વાંચતાં મને પણ મારાં મરહુમોની યાદ થતાં આંખમાં આંસુ આવે છે. એ આખું વાંચ્યા પછી હું તમને લખીને તમોએ મોકલેલાં એ કીંમતી પુસ્તક માટે તમારો ઉપકાર માનવાનીજ હતી; તેટલાં તમારૂં કાગલ મલ્યાથી તુરતજ લખું છું. તમોએ મારે માટે એવી એક ચોપડી મોકલી તેથી હું તમારી ઘણીજ આભારી થઇછુંજી......"

તા૦ ૨–૧૦–૧૯૩૯. ગુલબાઇ સોરાબજી જ. જીજીભાઇ.



"......બ્હેનજી તમારી સર્વે ચાહો મારી પાસે રહે ને મારાં બચ્ચાંઓબી તમારો Noble art of Music ઉતરેજી; તેથી એ સર્વે હોય તો બતાવીને તેઓને તેમ કરવામાં ઉલટ આવેજી. મને તો કમનસીબે, માતા વગર, એટલે કે પોતાની માતાની પ્યાર ભરી મીઠ્ઠી ગોદ કે તેવાં પ્યારાં ઘરની ઝુંપડી મારી જવાનીમાં યાને મારી શીખવાની ઉમરમાં નહિં મલીજી. હઝારો મન—દીલની અનેક આશાઓને મેં વારી છેજી, તેમ Music ની છે. હું, જીગરે શોખ છતાં કશું કરી નહિં શકીજી. એ 'આર્ટ' મારાં વાહલાં બહેસ્તન માતાને ઘણો પ્યારો હતો ને તેથીજ હું જીવતી છું તેટલાં મારાં બચ્ચાંઓમાં તે શોખ મુકી એનોનું Music સમજું ને તમારાં જેટલાં તો જોવાની મને આશા નથીજી; પણ તે તમારાં અરધાં-પા પણ થશે તો બસ. તમારો એ duet તેમજ trio ના પીસીસ મને જરૂર મોકલજોજી. ને God save the King નું painted Music જો બહાર પડયું હોય તો તે કયાંથી ને શું નામે મંગાઉ તે બન્ને કેહેશોજી.

કેવી મારી કમનસીબી કે તમો સાથ મારી કુંવારી જીંદગીમાં મારો મેલાપ નહિં થયો. નહિં તો જરૂર હું તમારા 'art' માં સર્વે ઘણી ઉલટથી ભાગ થોડો ઘણો લઇ એ 'art' માં તો નાનું નામ જરૂરજ મારૂ નોંધાતે. સુકરાનાં કે અતીયારે પણ તમો જેવાં બાહોશ, બીજાંનાં સુખમાં સુખી થનારાં સાચ્ચી લાગણીવાલાં એક માયાલું બહેન સાથ મારી પીછાન ને સંબંધ થયો છેજી. બહેનજી, આ તમારી વીનીશીયન લેશ માટે કંઇ ખાસ સામન આવે છેજી ને બુકસો કઇ છે કેજી કે જેથી આપણે તે કરી શકયેજી? તેમ હોય તો તેનાં નાંમો ને કયાંથી તે પણ લખશોજી.

બહેનજી, તમોએ મારૂં એક લખાણ પસંદ કરીને છાપેલું છે આ બુકમાં તે માટે પણ પાછી ઉપકારી છુંજી. તે નાંમ બસ અમથું બચાંમાય હતે તો સારૂં.

બહેન, હવે એક બીજી બુક બહાર પાડો, Your Method of Teaching Music with Notes & writing & reading ને તેમાંજ તમારો આત્મા છે. તમોએ 'કમપૉઝ' કીધેલો Duet Etude, and Trio, God Save the King etc. ની એક 'ફાઇન બુક'

બનાવોજી. એ કંઇ ખાસ ઘણો time નહિં લેશેજી. તમારાં Old true pupils ને બોલાવોજી ને તેઓ પાસે તો તે સર્વે હશેજી. તેમાંથી 'કોપી' કરાવોજી ને Music લખવાના જે papers આવે છે તે પરજ સર્વે બતાવીને જરૂરજ તમારી પકકી Musical Life નું એક Lovely Volume ને તેનું નામ "Divine Music" કરી આપો, જરૂર મન પર લઇ એટલું કરી તમારાં Good pupils with real love એટલું તમો માટે કરી શકશોજી અને મન પર લેશો તો ત્રણ-ચાર માસનીં અંદર તો જરૂરજ પકકું થઇ શકશેજી. હું મુંબઇ હતે તો જરૂર તમોને એ કરવાને મદદ કરતેજી. તમારાં True friends હશે કે જેવો તુરતજ કરી શકશે......"

તા૦ ૨-૧૦-૧૯૩૯. બચાંભાય તે. કાપડયા.



"......તમો બેહનજીની ચોપડી મલી છેજી ને તે માટે હું તથા જેહાંગીર તમારો ઉપકાર માન્યે છીએ. એ ચોપડી તમો બેહનજીએ એટલી સરસ રીતે વર્ણવી છે કે તે માટે અમો તમોને મુબારકબાદી આપીએ છીએ.

ખુદા તમુને તનદરોસ્તી બક્ષે ને તમારી ભવિષ્યની સઘળી મુરાદો પાર પાડે!

અમારી વ્હાલી દીકરી રતી એ ચોપડી બહુ હોંશથી વાંચે છે ને પોતાનો અભ્યાસ પણુ કરે છે......"

તા૦ ૩-૧૦-૧૯૩૯. હીરાંબાઇ જેહાંગીર ડી. નરીમાન.



## ખાન બહાદુર દોરાબજી ફ૦ વકીલ, ઍક્સ દીવાન, "મુસાહિબે-ખાસ," દરબાર રતલામ-તરફથી મળેલો પ્રશંસા પત્ર.

——:o:——

"......તમારી ચોપડી 'મારી અર્ધી સદીની સાહિત્ય સેવા' મલી છે. એ ભેટ મેં પુર ખુશીથી સ્વીકારી છે, અને મારાં અત્રેનાં પારસી મિત્રોને વાંચવા મોકલીશ.

પાને ૨૫૮ મેં તમારા નામાંકિત ભાઇ સોહરાબના અક્ષરનો ફોટો જોતાં તમો ભાઇ-બહેનના અક્ષરોમાં મલતા પણું જોવું છું......

......હું જોવું છું કે કોઇબી બીજા શબ્દો કોઇને વાસ્તે વપરાયા નથી, એ તમારી ખુબીજ રહી ગઇ છે......

આ તમારી નવી ચોપડીમાં કવિ ફીરોજનું ગીત તમે પીઆનોમાં ઉતાર્યું તે વાંચીને ખુશી લાગી અને તમારી સખાવત લગભગ અર્ધી લાખની થવા આવી છે, તે જાણીનેબી અજબ થાવું છું!

તમારી 'ડયુએટ' ત્રીનીટી કૉલેજના 'સીલેબસ'માં ત્રીનીટી કૉલેજ લનડને દાખલ કરીને તમોને એક વધુ માન આપ્યું છે, માટે હું ઘણો ખુશી થયો છું. તે તમારી કારકીર્દીને એક કલગીરજ ગણાશે......

ઍડવોકેટ મી૦ નાનાભાઇ મામાએ તમારૂં નામ લંડનના ગોરા મજદીયસનાનોને આશકારા કીધું ને પારસી બાનુઓમાં એક નામાંકિત 'પીઆનીસ્ટ' પેદા પડયાં છે, તે મશહુર કીધું છે......"

આવાં લૉડજ,
રતલામ.
તા૦ ૪-૧૦-૧૯૩૫.



"તમારી મોકલેલી ભેટની ચોપડીઓ બધાંને આપી છે, અને બધાંઓએ તમારી ઘણી ઘણી 'થેંક્સ' માનવા કહ્યું છે, સાથે મારી પણ કબુલજોજી. એક 'તેહમુલ ત્રણ દમડી' છે, ને બધાં લખાણો તમોએ છપાવ્યાં તે ઠીકજ કીધું. બધાં જલવાયલાં રહેશે. ભવીષ્યમાં બચ્ચાંઓ માટે ઘણુંજ કામનાં છે, અગાઉબી આવાં એક કેલવાયલાં બાહોશ બાનું થઇ ગયાંછ કરી આપણી કોમ મગરૂર રહેશે! તમે તો ખરેજ આપણી કોમનું અને તમારાં માત-પીતાનું નાંમ અમર કીધું છે, અને સાથે તમારૂં પણ રહ્યું. સદા કાળ જળવાઇ રહેશે. મ્યુઝીક અને 'લીટરેચર'ની દુન્યામાં તો તમારૂં નામ તો અમર થાયું છે. તેબી તમારી હૈયાતીમાં. એજ તમારી મેહેનતનો બદલો મલ્યો છે. બહુજ રંજ ખેંચી છે. હવે ખુદા તમુને તનદરોસ્તી સાથે સુખી રાખે!

વ્હાલાં ભીખાઇજી, તમે શું લખ્યા કરોછ!......જો તે દીવસ જયારે આવશે, ત્યારે અમો સર્વે છોકરાંઓની ફરજ છે, તે બજાવીશુંજ. માય જેવાં માયાલુ 'ટીચર'ને કોણ નહિં માન આપશે? ખુદા મેળવશે તો મળીશું. તેટલાં સાહેબજી......"

તા૦ ૫-૧૦-૧૯૩૯. ધન ૨૦ શરોફ.



"..... તમારી મોકલેલી ચોપડી 'મારી અર્ધી સદીની સાહિત્ય સેવા' વાંચી લગભગ પુરી કરવા આવી છું. એમાનાં લખાણો, તેમજ જાણવા જોગ બાબદો વાંચી જીવ તો ઘણો દુ:ખીબી થયો છે, ને ઘણી બાબદો કે જે અમોને બીલકુલ ખબર નહિં તે વાંચી અજબબી થયાંછ. ખરેજ મરહુમ ભાઇ સોરાબ ઘણાજ ભલા ને મોટાં દીલના હતા. જે ખોટ તમોને આજેબી એ ભાઇની ગઇ છે, તેવી કોઇને નહિં ગઇ હશે. હું વાંચુ છું, ત્યારે મારી આંખોમાંથીબી પાંણી અને ખરી લાગણીની યાદ તાજી થયા વગર રહેતી નથી. વ્હાલાં ભીખાઇજી, એ લાયક ભાઇની ભલાઇ જેવોનાં દીલમાં વરસો પછી યાદ આવતે કેટલું દુ:ખ દુરનાં વસનારાં—રહેનારાંને લાગે, ત્યારે તમો તો એકજ લોહીનાં ને માયાળુ છેવો!

ખુદા, એ બાઇને તો આએ દુન્યા કરતાં ખુદાની જેહાંનમાં કેવો સુખ કરાર ને બેહસ્તનો બાગ બીલોરી મહેલ એની ભલાઇ જોતાં આપીએ હશે, તમો તેજ સંતોષ લેવો. તમારી પછી એથીબી જાદા તમારી ખુબી નેકી ગવાશે, ને ભલાઇનો બદલો ખુદાતાલાજ આપેછ, ને આપશે. આએ ચોપડી ફરી ફરીને કેટલાક બાગ મેં વાંચી, મારા ફીરોઝશાહને પણ વાંચી સંભલાવ્યા છે, અને તેવણે પણ તમારી આવી નબલી તબીયત સાથે અને આએ ઉમરે લખાંણની તારીફ અને ખરી હકીકતની યાદની તારીફ ઘણીજ કરી છે. ખુદા તમોને સારી સુખી જીંદગી સાથે ખુશીમાં રાખો. તમારાં જેવાં લાયક દીકરી અને બહેન, સૌની દીકરીઓ અને બહેનોમાં એ ભલા ગુણ મુકો..."

તા૦ ૮-૧૦-૧૯૩૯. **ધનમાય ફીરોઝશાહ કોથાવાલા.**



**મેજર શ્યાવક્ષ અ૦ પેમાસ્તર, "ઝફ્ફર," સી. એસ. આર., ઓ. આઇ. પી., સી. એમ. ઇ., એલ. એમ. એન્ડ એસ., એફ. સી. પી. એસ., જે. પી., લેટ આઇ. એમ. એસ., હિંદુસ્તાનમાંનાં ઉરૂગ્વેનાં કૉનસલ તરફનો પ્રશંસા-પત્ર.**

——:o:——

"આવતી તા૦ ૧૫ મી ઑકટોબર ૧૯૩૯ ને રવીવારે સાંજે, રૂસ્તમ-ફ્રામનાની અગીયારીમાં દાદર પારસી કૉલોની મધે 'નામાંકીત નર નારીઓની યાદ જાળવનારી જશન કમીટી' હસ્તક મારા મરહુમ જીગર-જાન ગૂરૂરાજ સોરાબ પાલમકોટની બાજનું સ્મરણબી બીજા ત્રણ-ચાર મરનારો સાથ કરવામાં આવનારૂં હોવાથી તે ધાર્મીક મજલીશનું પ્રમુખપદ મારા મરહુમ ગૂરૂરાજ સાથના જાણીતા ને જાહેર અનુપમ સંબંધોને લીધે લેવાની ફરમાશ કરવામાં આવી છે, જે મેં હેશાન સાથ સ્વીકારી લીધી છે. મારા ગૂરૂ તરફની ભકિતને તો મેં સદાચારી પાક ફર્જ ગણી છેજી......"

તા૦ ૧૦-૧૦-૧૯૩૯.



"......ઘણા દીવસો ઉપર તમો તરફથી ભેટ આવેલી 'મારી અર્ધી સદીની સાહિત્ય સેવા' ની બે ચોપડીઓ મને તેમજ મારાં સાસુજીને બ્હેન નાજાંમાય ખંબાતાએ આપી હતી.

......આ તમારી ચોપડીબી તમારી બીજી ચોપડીઓના જેવીજ વાંચવામાં ઉલ્લટ અને મોજ પેદા કરે તેવી છેજી. ખરેખર, બીખાઇજી, તમો જેવાં બાહોશ, ઉલટમંદ ને ઉમંગી બાનું આજના વખતમાંબી જવલેજ મળશે, અને તમો જેવાં માહરાં બાહોશ એક વખતના શિક્ષકને માટે હું ખરાં મને મગરૂર છું. ખુદા તમોને હજીબી ઘણી એવીજ ચોપડીઓ લખવા અને બીજાં ઘણું ઘણાં ભલાં કામો કરવા શકિત આપે, એવી મારી ખરાં દીલની દુવા આમીન થાય!......"

તા૦ ૧૬-૧૦-૧૯૩૯. આલાંમાય સો. ખંબાતા.



"......કાગલનું સરનામું કરતાં કંઇ તમારા ઉપર ઘણું હેત તમારી ભલી યાદો સાથે આવી ગયું હશે તે ધ્યાન વગર કરી દીધું છેજી. એ તો તમારા ભાઇ સાહેબ છે કેની એટલે જેમ લાડમાં લખાય તેમ ખરૂં. જોઇને તમેબી ખુબ હસ્યાં હશો. શાહીના સગન તો ઘણા સારા એમ છે કે હવે આપણે ઘણાં જલદી મલવાના છૈએજી......

"......મારી સોશન ગઇ કાલે રવીવાર હતો તે આખો દિવસ મારે ત્યાં આવી હતીજી ને તમારો આપેલો પ્યાનો વજાડતાં બોલી કે 'અરે કેવાં ભલાં ને માયાલુ મારા ગ્રાંન્ડ પપાના બ્હેન છે! મને ગમતી 'પ્રેઝન્ટ' આપી છે. હું હંમેશ ઘણાં યાદ કરૂં છું'......

"......તમોને ખરેજ મને ઘણી ઘણી દુવા લખાવી છે. એનુંબી મન તમો વ્હાલાંને મળવા ઘણું લાગી રહ્યું છે. ખુદા કરશે તો હવે આવીશું, અને રજા પડશે તો જરૂર થોડા દીવસ તમોને મલવા મોકલશું......

"......મારા ફીરોઝ તો તમારાં કાગળથી ઘણા ખુશી છે, અને તમારૂં કા૦ પહેલું એવણજ ખોલે છે અને પછી મને આપે છેજી. ને કંઇ કંઇ મશ્કેરી હસવાનું કરે છે. એવણનાં મનમાં તો કંઇ નથી, બલકે તમારા

વાસ્તે કેટલું માન, માયા છેજી, એ તો ખરૂંજ લખું છુંજી. ખુદા એવાજ હસતા ને રમુજ કરતા રાખે તો ઘણું છે. હાજી, તમારાં કાગળમાં કોથાવાલાઓની તારીફ વાસ્તે લખાઇ આવ્યાનું છે. વાંચીને બોલ્યા કે શું તારીફ ને કેમ કરવાની તેબી અંદર છે કેની? હમેશાં ઘણી ફેરી તમો વ્હાલાંને યાદ કર્યે છીએ. ખુદા સારે વખતે અને સારી તનદરોસ્તી સાથે આપણુને મેળવે ને હસી-બોલી છુટાં પડયે......"

જોધપુર.

તા૦ ૨૩-૧૦-૧૯૩૯. **ધનમાય ફીરોઝશાહ કોથાવાલા.**



"......તમો બેહેને તસદી લઇ મારાં બેહેન ગુલબાઇ મારફતે 'મારી અર્ધી સદીની સાહિત્ય સેવા' નામની ચોપડીઓ મારે અને મારાં છોકરાંઓ તથા બીજાં સ્નેહીઓ અને ખાતાંઓ વીગેરે માટે મોકલી તે માટે ઘણી મહેરબાની થઇ છેજી.

મને અને મારાં છોકરાંઓને આવી કીમતી ચોપડી વાંચવાની તક હંમેશ મુજબ આપી છે, તે માટે તમારાં આભારી છીએ. તમો બેહેન હંમેશ અમને યાદ કરો છો, તે તમારી ભલાઇ છે. ખુદા એવાં ઉપયોગી સાહિત્ય રચવા વાસ્તે તમો બેહેનને ઘણાં વરસો તંદરોસ્તી સાથે સલામત રાખે, એવી અમો સૌની દુવા છે.

અમદાવાદ.

તા૦ ૨૪-૧૦-૧૯૩૯. **દીનબાઇ સોરાબજી લાલકાકા.**



"......તમોએ છેલ્લી મોકલેલી એક ચોપડી 'મારી અર્ધી સદીની સાહિત્ય સેવા' નામની મને સપટેમબરમાં મળીછેજી. તે પુગાનો જવાબ મેં અથવા કેરસાસ્પે તમુને લખ્યો છે કે નહિં તે મને જરાબી યાદ નથીજી. મનેબી ૧૦ વરસ પછી ચોપડીઓ વાંચવાની નવરાસ મલી! એટલે પહેલાં તો, તમારી 'મારાં માતાજી!' નામની ચોપડી વાંચી. એવણની તવારીખ,

મને સરસમાં સરસ વાતની ચોપડી કરતાંબી ઘણી સરસ લાગી. તે સાથે લખાણુબી એટલું સારૂં કે જાણે 'સીનેમાં' જોતાં હોઇએ તેવું લાગેજી. ત્યાર બાદ તમારી તવારીખ વાંચી. તમારૂં લખાણુ તમારાં માતાજી કરતાંબી ઘણુંજ સરસ અને અજબ અસરકારક મને લાગે છે. તમુને મલ્યા પછી પુરતી નવરાસે એ ચોપડીઓ મેં વાંચી તેથી કાંઇ લખાણુમાં સચાઇ લાગી છે એમ નહિં, પણુ ખરી રીતે વાંચવે મન પર અસર થાય છે કે લખાણુમાં પુરેપુરી સચ્ચાઇ છે. તમારાં આવાં સરસ લખાણુ પછી તો મને સાધારણુ કા૦ પણુ તમુને લખતાં ખરાબ લાગે છેજી. જો આપણો મેલાપ ૨૦ વર્ષ પહેલાં થયો હતે તો મારી છોકરીને કેળવવા માટે તમુનેજ સોંપતેજી. હું નાની હતી, ત્યારે તમો માટે સાંભલતી હતી, પણુ ખરી ખુબીઓ તો તમારી ચોપડીઓથીજ જણાઇ છેજી. આખી તમારી જીંદગી કેટલાં સરસ કામોમાં ગુજારી છે! મનેબી મારી જીંદગીમાં એકજ ઉમેદ વરસોથી છે કે મારાં છોકરાં સારૂં શીખી ભણી, સારા વિચારનાં ને સારાં નશીબનાં થાય. તેઓની સારી કેળવણી ખાતર સેંકડો પૈસા મારી ગુંજાસ ઉપરાંત ખરચાય છેજી........."

તા૦ ૨૬-૧૦-૧૯૩૯. **પરીન કેરસાસ્પ રૂસ્તમજી કોથાવાલા.**



"......તમારૂં પુસ્તક "મારી અર્ધી સદીની સાહિત્ય સેવા" મલ્યું છેજી અને તે મોટાં હેશાન અને માનની લાગણી સહીત કબુલ રાખ્યું છેજી. મને ઉમેદ છે કે તમારાં આગલાં સર્વે પુસ્તકોની સૈલી અને મીઠી એબારતમાંજ લખાયલું હશે, તેમાં શક નથી. બહેનજી, તમે આખી જીંદગી, સંગીત અને સાહિત્યની સેવામાંજ ગાલી છે, એટલુંજ નહીં, પણુ કોઇનેબી આશરે નહીં રહેતાં સ્વતંત્રતાથી તમારૂં ગુજરાન કરવા ઉપરાંત અર્ધા લાખની રકમ સખાવતમાં આપી છે, એ તમારાં જેવાં સાહિત્યના સેવીકા માટે મગરૂરી લેવા જોગ દાખલો બીજાં બાનુઓ માટે પુરો પાડે છે. હું તો ખરાં અંતઃકરણુથી ઇચ્છું છું કે તમારો નિવૃતીનો વખત બીજું કોઇ સાહિત્યનું યા સંગીતનું પુસ્તક લખવામાં રોકશો, જો કે એ માંગણી વધુ પડતી ગણાશે, તો પણુ તમારાં હમેશનાં ઉમંગી અને ઉદ્યોગી ખવાશ પ્રમાણે તમો વધુ

પુસ્તક લખી બહાર પાડો તો તે 'પબ્લીક'ને એક acquisition જેવું ગણાશે. ખુદા પાસે દુવા ચાહું છું કે તમોને તંદરોસ્તી અને સુખાકારી ભરેલી જીંદગી બક્ષે, અને તમોએ જે ઇજ્જત અને નામના મેળવી છે, તેમાં હરદમ વધારો થતો રહે! એક વાર ફરીથી તમારી કીમતી ભેટ માટે ઉપકાર માનું છું."

તા. ૨૭–૧૦–૧૯૩૯. પેસ્તનજી દાદાભાઈ વાડીયા.



"......આપ બહેનજીનો પત્ર મ્હને આનંદ આપે છે. ખાસ કરીને ૭૪ વર્ષ સુધીના જીવણ પર્યન્ત ઉદ્યોગી જીવણ ગાળ્યું છે. એ મ્હને આનંદ આપે છે. અલબતાં મે પણ તમોને જોયાં નથી. મુંબઇ આવતાં હું કેટલીક વાર તમને મળવા આવવા વિચાર કરતી હતી, પરંતુ ક્યાંયે વખત મળતો હતો નહિં. હવે પછી જ્યારે મ્હારૂં મુંબઇ આવવું થશે, ત્યારે તમારાં જેવાં સંગીત અને સાહિત્ય રત્નના દર્શન કરવા મ્હને ગમશેજ.

તમારી સાહિત્ય સેવા મ્હારી નજર બહાર નથી. હું ઘણી નાની હતી, ત્યારથીજ તમારાં લેખોના પરિચયમાં હું આવી છું. તમો બહેનજી તમારાં પુસ્તકો મારી ઉપર ભેટ મોકલવા ચાહો છો, તે માટે પ્રથમથીજ તમારો આભાર માનું છું. મારાં સરનામે તમારાં એ ૬ પુસ્તકો મોકલશો અને તે વાંચવા અને હજીયે મ્હને કંઇક લખવું ગમશે તે મારાં તરફથી પ્રગટ થનારાં પુસ્તકમાં લખીશજી.

નવસારી.
તા૦ ૨૯–૧૦–૧૯૩૯. પીલાં બી. મકાતી (નોશાકરી પીલાં.)



"......ખરેજ અર્ધી સદી લગી સાહિત્યની સેવા બજાવવા માટે તમુને ધન્યવાદ ઘટે છે, તેમજ સ્ત્રી–વર્ગમાં પણ આટલી લાંબી સેવા બજાવનાર બહેન તરીકે તમુને ભાગ્યવંતા ગણુતાં, અને તેને માટે તમો ભલાં બહેનને મુબારકબાદી ઇચ્છતાં મને ખરેજ હર્ષ ઉત્પન્ન થાય છે, અને ઇચ્છું છું કે

તમો જેવાં સાહિત્યની સેવા બજાવનાર બહેનને એવાં ઘણાં ઘણાં લખાણો લખવાની ખુદા શકિત આપે! આમીન!

મ્યુઝીક સંબંધી પણ તમારી તમારાં શીષ્યો પ્રત્યેની લાગણી અને સેવા અમુલ્ય છે, અને જે જે બાળાઓએ એ કીંમતી કળામાં નામનાં મેળવી હોય તેબી તમોજ ભલાં બહેનજીની મહેનતનું પરીણામ, એમ કહું તો જરાયે સહરાગત ભરેલું નથી.

ભવીષ્યમાં આપણા પારસી કોમમાં તમો જેવાં કળા-કુશળ ને સાહિત્ય સેવા બજાવનારાં-બહેનો જન્મે, ને તમારે નેક પગલે ચાલે, એ દુવા છેજી.

તમે મને હેતથી યાદ કરીને સુંદર પુસ્તક ભેટ મોકલ્યું તેને માટે તમારો ઉપકાર માનું છુંજી.

અમદાવાદ.

તા૦ ૨૯-૧૦-૧૯૩૯. ગુલબાઇ જેહાંગીર મહેતા.



"......આ વખતની ચોપડી ઘણીજ 'અપ-ટુ-ડેટ' છે, અને 'પોરત્રેટ' પણ ઘણા સરસ છાપ્યા છે. લખાણુ અને ખબરો તો 'હાઇ કલાસ' દર વખત મુજબજ છે. મી૦ પેમાસ્તરનું લખાણુ મને ઘણુંજ પસંદ પડયું છે. તેમજ તમારાં લખાણમાં "વિનીશીયન લેસ" ને લગતા લેખો મજાહનાં છે. "તેહમુલ ત્રણ દમડી" નો 'સ્કેચ' વાંચી અમો ખુબ હસ્યાં! હવે આ છેલ્લીજ ચોપડી છે કે? મને તો લાગે છે કે તમો કાંઇ ચુપ બેસો નહિં! હજુર એકાદ તમારી હૈયાતી દર્મ્યાન નીકલવીજ જોઇએ! કેમ ખરૂં કે નહિં........"

તા૦ ૩૦-૧૦-૧૯૩૯. કેકી માણેકજી મુસ.



"......મારાં મમાજી હમણા કલકત્તામાંજ રહે છે. મને હમેશાં કહે છે કે 'તારા સાસરાંમાં માન, ઇજત આપનાર અને મેળવનાર જો કોઇ ઊંચ

ખવાસના હોય તો બીખાઇજીજ છે. આવી ઉમરેબી શું ટેકાવ અને સરસ રીતભાત! ખરેજ તારાં સાસરામાં શોભીતાં એજ મારાં વહેવાણુ જેવાં લાગે છે!"

લખાણોની ચોપડી વાંચી ઘણું ખુશ થઇ મગરૂર થાય છે ને કહે છે કે "તારી દીકરીઓનેબી પીઆનો શીખવી એવણુના જેવી હજીબી બનાવ."

વ્હાલાં ફુઇજી માય, પીઆનો બધાંબી શીખ્યાં અને શીખે છે, પણ તમારી માફક કોઇ એકબી પારસી બાઇએ કે કોઇ બીજી જાતે તેવો સદ-ઉપયોગ કર્યો હોય તેમ મને તો જણાતું નથી. તમોએ શીખીને શીખવ્યું. વળી તેમાંથી કમાઇ હજારોની સખાવત કરી. આજે તો કોઇ પાંચ-પચીસ આપે છે. તો ગામમાં ઢોલ-તાસા પીતાવે છે, પણ તમે એક જગ્યામાં એકજ રીતે શીખવીને એક હાથે કમાઇને આવી સરસ કારકીર્દી કીધી. હું ઇચ્છું છું કે મારી નાની બેટી શેહરૂને પીઆનો શીખવી તમારી માફક બનાવું.!

તમોએ ભેશાણુ ગામની અગીયારી માટે રૂ. ૧૦૨૫) ભરાવી મોકલ્યા તે જાણી ખુશી તથા મગરૂર છું. કે તમારી ઓહોલી પીછાણ ને તમારી લાયકી ભરી કાલજીથી એ ભલું કાંમ થયું છે......"

કલકત્તા. સુન્નું પેસ્તનજી પા૦ ખ૦ લીમજીભાઇ

તા૦ ૨-૧૧-૧૯૩૯. પાલમકોટ.



"......ખરેખરજ બેહેનજી, તમારો કયા શબ્દમાં ઉપકાર માનું! 'મારાં માતાજી!' અને 'મઘમઘતાં મોગરાં' અને ત્રીજું આ પુસ્તક મલ્યું છે. તમે હમોને યાદ કરી આવી સુંદર ચોપડીઓ મોકલી તે માટે હું ઘણી આભારી થઇ છું. આ ચોપડીઓ તમારાં માત-પીતા તરફનો તમારો અખુટ પ્યાર બતાવે છે......"

તા૦ ૭-૧૧-૧૯૩૯. તેહમીના દીનશાહ બરજોર-બેહરામ.



"......તમો નેક મુરબ્બી તરફથી 'મારી અર્ધી સદીની સાહિત્ય સેવા'ના પ્રગટ કરેલાં પુસ્તકની આલા ભેટ વહાલી બેટી રતાંમાય મારફતે મેળવવા માટે ભાગ્યશાળી બન્યા છીએ, જે તમારી નહિં વીસરાય એવી અમો તરફની પ્રેમી યાદ માટે અમો સર્વ અતિ ઉપકારી બન્યાં છીએ.

સાહિત્યનાં બીકટ ક્ષેત્રમાં તમે સંપાદન કરેલી કીર્તિમાં સાલ બ સાલ, ખુદાપાક તમોને તનદરોસ્તી સાથ હજુ એવી વધુ સેવા બજાવવા લાંબા આયુષ્ય બક્ષે! એ અમારી દુવા તમોને ફળે!......"

વડોદરા.

તા૦ ૧૧-૧૧-૧૯૩૯. અરદેશર રૂસ્તમજી હીરજીબેહદીન.



## શમસુલ ઑલમાં દસ્તુર ડૉકટર માણેકજી નશરવાનજી ધાલા,
એમ. એ., પીએચ. ડી., લીટ. ડી.

નાં. ૧૫, આર. એ. લાઇન્સ,
કરાંચી, તા૦ ૧૪-૧૧-૧૯૩૯.

મારાં મહેરબાન બહેનજી ભીખાઇજી પાલમકોટ,

તમો બહેનનું તા૦ ૫ મી નું કાગજ મલ્યું છે.

બાઇ પારખ હજી આવ્યા નથી. તેવણુ તમારૂં પુસ્તક લાવશે તે અમે ખુશીથી લઇશુંજી. પુસ્તકને છેલ્લું લખવાની જરૂર નથી. ૭૩ ની ઉમર કાંઇ ઘણી નથી. મારાં ધણીઆણીની ઉમર ૬૨ ની છે, પણ એવણનાં માયજી હાલ ૧૦૪ નાં થયાં છે અને અમારી સાથે રહે છે. ૯૨ મા વરસ સુધી રોજ કેટલા કલાક ચાતરી કાંટતા. પછી ડૉકટરનાં 'ઑપરેશન'થી આંખ જતી રહી, હાલ સાંભળતાં પણ નથી, પણ મગજ, યાદદાસ્ત સારી છે. ચાલ-હાલ કરી શકે છે, અને સારી તનદરોસ્તી ભોગવે છે. સૉક્રેટીસે પોતાનું છેલ્લું પુસ્તક ૯૪ માં વરસે લખ્યું હતું.

દાદાર અહુરમઝદ તનની તથા મનની દરૂસ્તી સાથની લાંબી જીંદગી તમો બહેનજીને બક્ષે, એવી અમારી બન્નેની ભલી દુવા આમીન!

લી૦ દુવાગો ભાઇ,

**માણેકજી નસરવાનજી ધાલા."**

તા. ક.—મારાં પુસ્તક History of Zoro-astrianism ની એક નકલ તમો બહેનજી ઉપર મોકલી છે. તે કબુલ રાખવાની મહેરબાની કરશોજી."



"......ભીખાઇજી, ખરેજ તમો ઘણાં નસીબવાલાં, કે દુન્યામાંની ઉત્તમ ચીજો પર તમો વળગી રહ્યાં. તમારાં લખાણુની ચોપડીઓ જેમ જેમ વાંચતી જાંઉછું, તેમ તેમ માતાઓની સારી કેળવણી, ને દીકરી જાતીની સારી વર્તણુંક તથા ધંધો મજબુતાઇથી પકડી રાખી પાર પાડયો, ત્યારેજ વખણાવો છોજી, ને ખરેખર વખાણવા લાયકજ કામો એકલી-અટુલી જીંદગીમાં કર્યાં છેજી. ભીખાઇજી, તમો પાસે તમારી આગલી ચોપડીઓ લખેલી વાર્તાઓની હોય તો મને જરૂર મોકલજોજી. જેનાં નામો તમે તમારી આ ચોપડીમાં લખ્યાં છેજી. તેમજ 'દુઃખી દાદીમા' નો દીબાચો વાંચ્યો. એ પણ ચોપડી હોય તો લખજોજી. મને તમારી ચોપડીઓ વાંચેલી યાદ નથીજી.

**જોધપુર.**

તા૦ ૨૧-૧૧-૧૯૩૯. **પરીન કેરશાસ્પ રૂસ્તમજી કોથાવાલા.**



"......તમારી 'મારી અર્ધી સદીની સાહિત્ય સેવા' વાલી ચોપડી તમારા મુબારક હાથે અમો ધણી-ધણીઆણીનાં નામો લખેલી ભલી દુવાઓ સાથે મોકલી તે માટે શીરીન તેમજ હું અમો બન્ને તમારાં હેશાંનમંદ તેમજ આભારી છૈયે......અત્યાર સુધી તો હું એમજ ધારતો હતો જે તમો પારસી કોમમાં મ્યુઝીકમાંજ Top Expert હતાં, અને છેવો, પણ તમારી ઉપલી 'સાહિત્ય' ની ચોપડી વાંચ્યા પછી જાણી શકયો, તેમજ મારી ખાતરી

થઇ છે કે તમો બહેનજી સાહિત્યમાં પણ કાંઇ ખાંડયા જાવો તેવાં નથી. આટલી મોટી ઉમરે પણ કાંઇક જમાનાનું 'રેફરન્સ' અહીંથી–ત્યાંથી શોધી કાઢી, ગાંઠનાં ગોપીચંદ કરી તમોએ તમારી સાહિત્ય સેવા આજના જમાના આગળ, તેબી વળી મોટું દીલ દેખાડી મુફતમાં સપુરદ કીધી છે, તે માટે તમો બહેનજીને ખરેજ ધન્યવાદ તેમજ શાબાશી, તેમાં ખાશ કરીને કેટલીક બાબદો તો આજના જમાનાનાં તાલાને એટલી બંધબેસ્તી, ચાનક રૂપી અને વાંચી શીખામણ ધ્યાનમાં રાખી તે માફક વરતી, પોતે સુખી થઇ વડીલોને સુખી કરી કોમને ધડો તેમજ શાબાશી લેવા જેવી છે. એવી શીખામણોથી ભરપૂર, ચાનક રૂપી, ઉધરતી ઓલાદને ધડો લેવા જોગ 'આરટીકલો' લખી સાહિત્યની ધણી ધણી સેવા બજાવો અને માંન અને સંતોષ મેળવો, એવી આશા રાખુંછું......"

તા૦ ૨૮–૧૧–૧૯૩૯. **નસરવાનજી રૂસ્તમજી ચીચગર.**



"......તમોએ ચાહીને 'મારી અર્ધી સદીની સાહિત્ય સેવા'ની ચોપડી મોકલી તેથી અમો સર્વે ધણાં આભારી થયાં છે. ખુદા તમારી કીરતીમાં વધારો કરે, અને ઘણું જીવી એથી પણ વધુ માન મેળવવા ભાગ્યશાળી થાવો!

તમારી માયા ભરી યાદ હમેશાં થાય છે, અમે જે સારા દુવા ચાહતાં હોઇએ તે આમીન થાય!....."

તા૦ ૧–૧૨–૧૯૩૯. **શીરીન નરીમાન જે. કોઠારી.**



"......તમારાં બોધદાયક લખાણો અમે ધણી હોંશથીજ વાંચીએ છીએ તે જાણજોજી. ખરેખર, તમોએ પારસી કોમની કિમતી સેવા કરી છે. એવાં કિમતી લખાણોથી સૌને નવાજ્યાં છે, એ ધણું મગરૂરી લેવા જોગ છેજી. ખુદા સૌને ઘેર તમારા જેવી બાહોશ અને ઉમદા ખવાસની દીકરીઓ આપે! તમે તો પારસી કોમની એક Pride છેવો. ખુદા તમુને સદ

તંદરોસ્તી ભરેલાં સુખી રાખે, અને એવાં કિમતી લખાણો કરવા ઘણાં વરસોના આવરદા કરે!......"

અમદાવાદ.
તા૦ ૧-૧૨-૧૯૩૯. ફ્રુમી એરચશાહ લાલકાકા.



## "Truth is but one, error endless and interminable."

"મુરબ્બીજી પુજ્ય બહેનજી ભીખાઇજી,

આ કાગળની ઉત્પત્તિનો આધાર આપ શ્રીમતીની 'મારી અર્ધી સદીની સાહિત્ય સેવા' ની ચોપડી ઉપર અવલંબાયલો છે. આ ચોપડી મારા સ્નેહ સાગર મિત્ર ભાઇશ્રી મીનું બ. દેશાઇએ મારા હાથમાં મુકી, ખરેજ! હું જરાએ અતિશ્યોક્તિ વિના કહીશ, કે જે મેં થોડાં ઘણાં પારસી કોમના સાહિત્ય વિલાસી રત્નો જોયાં છે, તેમાં હું આપની અગ્ર ગણત્રી કરૂંછું.

આપણી આખી ચોપડીના ૨૧૯ પાનાં મેં ન કલ્પી શકાય એવાં હર્ષે અને મગરૂબીથી વાંચ્યાં અને ખરેખર ૨૨૧ મું પાનું વાંચતાં સ્વ. વડીલ બાઇશ્રી "સોરાબ!" માટે મારી આંખે અશ્રુનો સંયમ રાખ્યો નથી.

આથી વૃધ્ધ વયે જે કાંમ અખંડ ઉત્સાહથી બજાવ્યાં જાઓ છો, એ માટે હું આપને મારાં ઉરનાં અભિનંદનો પાઠવું છું, અને વધુમાં એટલુંજ શુભેચ્છીશ કે જેમ હાલ આપ અખંડ જગત માટે ઉમદા સેવા કરવા તત્પર છો, એવાંજ આપ હમેશાં પારસી કોમનાં કલ્યાણ માટેજ નહિં બલ્કે આખી દુનિયાના કલ્યાણ માટે (તત્પર) રહેશો.

વધુ શું કહું? મારા આપ શ્રીમતી તરફના માન અને આનંદ ઉભરા અલૌકિકજ છે. મને લાગે છે કે કેઠેથી આપની બીજી કૃતિઓ મેળવી જ્યારે તેનો અભ્યાસ કરીશ, ત્યારે તો હું સ્વર્ગિય આનંદજ લઇશ, એમ મને ખાત્રી છે. ઉત્તરની કૃપા! અસ્તુ:

નવસારી. લા૦ શુભચિંતક ભાઇ,
તા૦ ૭-૧૨-૧૯૩૯. એજન ન૦ દેશાઇ.

તા૦ ૯-૧૨-૧૯૩૯.

"મારાં મહેરબાન વહાલાં મુરબીજી બાઇ ભીખાઇજી લીમજી પાલમકોટ,

તમારાં બે કાગળો બરાબર મલ્યાં છેજી, અને તેમાં સમાયલી ખરેખરી મિત્રતાની પીછાંણુ કેમ કરવી તે સમજ પડતી નથી, પણુ તે માંટે મારાં માયજી તથા હું તમારો અંતઃકરણુ પુર્વક આભાર માન્યે છીએજી. હું આજે યાદ કરવાની કોશેશ કરૂં કે પરવરદેગારથી નીર્માણુ થએલી તે કઇ ઘડી હતી કે જ્યારે પેહેલ વેહેલ્લા આપણી ઓલખાણુ થઇ. મને યાદ આવે છે કે તે એક અતી શુભ વખત હતો કે જ્યારે તમારાં શીષ્યો સાથનો એક દીલપઝીર Farewell Music Concert મુંબઇના Town Hall માં હતો અને સર શાપુરજી બીલીમોરીયા પ્રમુખસ્થાને બીરાજ્યા હતા, અને તમોએ એક સુંદર Solo ડાબા હાથે વજાડયો હતો. તે વખતે તમારાં ચાર મુખ્ય pupils હતાં. તેમાં એક આપણું 'કયસરે-હીંન્દ'ના અધીપતી સાહેબની દીકરી હતી, બીજાંઓનાં નામ મને યાદ નથી, આ પ્રસંગે તમો મારાં મેહેરબાન સાથે મને પેહેલ વેહેલ્લી ઓલખાણુ થઇ હતી. હું ત્યાં મારાં મુરબીઓ-માયજી શીરીનબાઇ કામા અને મીસ શીરીન માણેકજી ખરશેદજી સાથે આવ્યો હતો. તે વખતને યાદ કરી આજે હું ખુદાના શુક્રાણા કરૂંછું. તે દીવસ મને યાદ છે કે તમો મારી સાથે થોડાક વાર વાતે ઉભાં હતાં, અને તેની કંઇક તકોર કરવામાં આવી હતી, કે 'બા, ભીખાઇજી પાલમકોટ તમારી સાથે શાની વાતો કરવા ઉભાં!!' ઇત્યાદી. ભલે, જે હોય તે, આપણી ઉપર તો ખુદા મેહેરબાન છે, અને આપણી દીલસોઝ મીત્રતા કાયમ છે, અને તે કાયમ રહે એવી દુવા આપણે બન્ને કરીશું તે આમીન થાઓ!

વાહલાં ભીખાઇજી, હું તથા માયજી તમારો એક વાર ફરી ઉપકાર માન્યે છીએ, અને તમો માટે, જન સેવા અને સાહિત્ય સેવા, અને સંગીત સેવા માટે તંદરોસ્તી સાથેની લાંબી જીંદગીની ન્યામત માગ્યે છીએ, તે પરવરદેગાર તમુને બક્ષો! આમીન!

લી૰ આપનો દુવાગીર સેવક,
**નાનાભાઇ ફરાંમજી માંમાં.**

**તા૦ ૬૦**—માયજી લખાવે છે કે તમારાં ફરમાન મુજબ એવણુ

Home Sweet Home વગાડશેજી. અને તમો કહો છો તેમ તમો પણ જરૂર વગાડશોજી.

Thank you very much.

તા૦ ૯-૨૨-૧૯૩૯. **N. F. Mama.**



"......તમોએ આપણી કોમની અમુલ્ય સેવા બજાવી છેજી. પાક પરવરદેગાર તમુંને લાંબી તનદરોસ્તી અને સુખી જીંદગી બક્ષે, અને તમારાં માયજી-બાવાજીના નામને તમોએ જે ઝળક આપી છે તે હજુરખી આપતાં રેહવો. એવી મારી દુવા તમને તમારાં વહાલાંઓ સાથે આમીન!......"

તા૦ ૧૬-૧૨-૧૯૩૯. **મનચેરજી ધનજીભાઇ મે૦ જીજીભાઇ.**



"God is for that man,
and that man is for God;
Who carries about with him,
a pure heart." [Brook.]

"માનન્ય મુરબ્બીજી વડીલ બ્હેનજી ભીખાઇજી,

આપના ઉપકાર માટે મારા શબ્દકોષમાં શબ્દો જડતા નથી. આપનો ઉપકાર હું કયા શબ્દોમાં માનું? 'શૅલી'એ કહ્યું છે કે 'Do anything: but you can't appriciate your heart's feelings.' તેજ મુજબ માતાજી, મમ હૃદયની ઉર્મિઓ આપના આભાર રૂપી સાગરમાં હરદમ તણાતી જાય છે. આપની મનનિય પાંચ ચોપડીઓ મને વડીલ બહેન શ્રી ગુલબાઇજીએ આપી છે. આપે લીધેલી તકલીફ માટે હું આપનો ઉપકૃત છુંજી.

માતાજી, તમારૂં જીવન ઘડો લેવા લાયક છે. થોડોક વખત એમ લાગે છે કે હું અને અખિલ આપણી કોમ તમારાં જેવાં સદગુણી બન્યે તો કેવું?

બદીને તિરસ્કારી નેકીને હાથ ધરનારાં બાનુંઓમાં આપ શ્રીમતી એકજ છો. અતિશ્યોકિત વિના કહીશ કે જે આપ માતાજીએ લબાડ માનવોનાં મોંહ સિહા બનાવ્યાં છે, એ આપે તથ્યજ કીધું છે. આપ શ્રીમતીની આ ચોપડીઓ વાંચી અને તેમાં અભ્યાસ દૃષ્ટિથી આનંદ મેળવવો એ મારૂં સદભાગ્ય છે.

'વિદ્વાન' જેવું વિશેષણ મુજ સમ અલ્પ પુરૂષને ન શોભે. જ્યારે હું કાંઇ પણ સાહિત્ય-ઉપાસના કરૂં છું તે વખતે વિચારૂં છું કે, કાં નહિં આપ સાહિત્ય-શિરોમણી શ્રીમતીની મીઠી નજર મુજ ઉપર હોય!

ફરીથી આપે લીધેલી તકલીફ માટે ઉપકાર માનું છું અને આપ મુરબીજીને આપણાં સબળ ઘડપણમાં અમર સુખ ઇચ્છું છું.

લી૦ શુભેચ્છક ભાઇ,

**નવસારી.** **બેજન ન૦ દેશાઇ.**

તા૦ ૨૬-૧૨-૧૯૩૯.



"......તે દીને બ્રામણ [દિકરો દીનશાહ] તો તમોને મલી ખુશ થઇ ગયા, તે ખરૂં માનશોજી. કંઇ ગયે ભવની ઓલખ યાદ આવી હોય, એમજ કંઇ એને આનંદદાયક ખુશાલી ઉપજી......"

તા૦ ૨૯-૧૨-૧૯૩૯. **જાલાંમાય મી૦ સ્પેનસર.**



"......અમોને તમોએ જે પુસ્તક ભેટ કીધુંછ, તે અમોએ ઘણાજ ઉત્સાહથી તમારૂં લખાણુ વાંચ્યે છીએ, અને હજુર આગળ વાંચશું, ત્યારે અમોને સંપૂર્ણ આનંદ થશે. તમારો આય બુઢાપાનો ફોટો જોઇને અમો ઘણાંજ ખુશી થયાં છીએ. ખુદા તમને લાંબા આયુષ્ય બક્ષે અને અમારાં લગ્ન જોવા તમો ભાગ્યશાળી થાઓ એવી અમારી ખરાં અંતઃકરણની દુવા તે કીરતાર આમીન કરે! મારાં ગુલબાઇ માસીજી લખાવે છે કે તમારી

હમણાં ત્યાં જગ્યા નથી. તમારે તો અત્રેજ રહીને સાહિત્યની સેવા કરવી અને અમો જેવાં ગરીબોને ઠેકાણે પાડવા ભાગ્યશાળી થાવો!......"

નવસારી.

તા. ૩૧-૧૨-૧૯૩૯. જાલાં બરજોરજી મેહતા.



"......ગઇ કાલનાં 'કયસર' માં તમો વિષે વાંચી હું ઘણીજ ખુશી અને—બે કારણસર—મગરૂર છું. એક તો તમો બેન મારાં અંગત મીત્ર થાવો છો અને બીજું તો એ કે તમો આપણી કોમના એક સભ્ય છો. ખોદા તમને લાંબી, તંદરૂસ્ત અને સુખી જીંદગી બક્ષે અને હજી બીજાં એવાં ઘણાં માનને તમો લાયક થાવો, એવી અમો ત્રણેની દુઆ છે તે તમને આમીન થાય!......"

૧૯૩૯. ગુલબાઇ સોરાબજી જ૦ જીજીભાઇ.



ખાન બહાદુર ખરશેદજી એ ફ્રૅામ્જીનો પ્રશંસા-પત્ર.



"......બેહનજી તમે એવી તો લાગણી ભરી ચીઠી લખી છે, જે મારાં દીલમાં એક જાતની ખુશાલી પેદા થઇ છે! તમારી ઘણી ભલી દુવાઓ માટે બે હાથ જોડી નમન કરીને ઉપકાર માનું છું; ખુદા તમો લોકને સુખી અને તંદરોસ્ત રાખે, તમારૂં માથુંબી નહિં દુઃખે એવી અમારી દુવા તમોને આમીન થાય!

ખુદા તમારી મનસનીનો બદલો વાલી આપે, તમારી લાયકી, દીલસોજી, માયા અને ભલાઇને માટે એક વાર ફરીથી તમારો ઉપકાર માનુંછું......"

૧૯૩૫. ખરશેદજી એ૦ ફ્રૅામ્સ.



"......આટલી વૃદ્ધ વયે તમો આટલી બધી જંજાલી ભરેલી સાહીત્ય-સેવા બજાવતાં રહો છો એ મારા જેવાને ખરેજ અજબ થવા જેવું છે, કારણ્ તમારા કરતાં ઉમરે ત્રીજે ભાગે નાનો હોવા છતાં આટલી બધી ધગસ હું ધરાવી શકતો નથી, કે કંઇ કેતાબ પ્રગટ કરાવી બાહેર પાડું. જો કે મારા બાબમાં કીસમ કીસમની ચીજો લખવા જેટલું છે. તમારા આવાં શુભ નસીબ માટે હું જાનો જીગરથી તમોને ધન્યવાદ આપું છું. ખુદા તમારાં આવાં સેવા ભરી કામોનો સંતોષ તથા વૈભવ ભોગવવા તમોને હજી વધારે કઉવતમંદ શકિતઓ સાથનું લાંબું આયુષ્ય બક્ષે અને મુજ કમતરીનની ભલી દુવા આમીન થાવો!......"

૧૯૩૫. અરદેશર બેરામજી હોમાવઝીર.



## મરહુમ પાલનજી ખરશેદજી લીમજીભાઇ પાલમકોટનાં બેટી હીરાંબાઇનો દિલસોઝ પત્ર.



"......તમોએ મોકલેલી ચોપડી મને પરમ દીવસે મલી છેજી, જે માટે તમો માહારાં વાહાલાં ફુઇજીમાયની ઘણીજ ઉપકારી છુંજી. ખુદા તમોને હજુ ઘણાં વરસો જીવાડે ને એવી ઘણી ચોપડીઓ લખી આપણાં પાલમકોટ ખાનદાનનું નામ અમર કરો, એવી મુજ ગરીબ ભત્રીજીની દુવા તે કીરતાર આમીન કરે!......"

૧૯૩૫. હીરાંબાઇ સો. મોદી.



"......તમોએ જે મને સઉથી 'Fine art' મારામાં 'develop' કીધો છે, તે માટે હું તમારી હંમેશની ઉપકારી રહેવશ. તમે તો ખરેજ જેમ Wordsworth લખે છે તેમ:—

'A perfect woman nobly planned
To worn to comfort & command.'

તેવાંજ છેવો. હું તમોને Flatter નથી કરતી, પણ જે છે તે ખરેખરૂંજ કહુંછું. તમો એક મારાં 'Guardian Angel' તરીકે છેવો, ને તમારી શીખામણો તો હું ઘણીજ કીમતીમાં કીમતી ગણુંછુંજી. આ મારી દુવાઓ છે, પણ ખરાં જીગરની છેજી......"

૨-૧-૧૯૪૦. રતી એરચશાહ હીરજીબેહેદીન.



"......ભલાં વહાલાં બેહન, અમો માટે તેમજ છોકરાંઓના Music માટે જે કાલજી કરો છો, તે માટે હું ઘણી તમો માયાલુ બહેનજીની ઉપકારી છુંજી. હું જાણીને ઘણીજ ખુશી છું કે તમો ભલાં બહેન અગીયારી માટે આવી સારી રકમ કરી આપી છે. તમો ભલાં બહેનને હજારો આશીશ એઓનાં ને પાક કીરતારના મળશેજી. ખુદાતાલા મારી પાસે અને બીજી પણ આપણી કોમની કુમારી અને પરણેલી બહેનો પાસે એવી ભલી સાચ્ચી લાગણીનાં કામો કરાવે એજ ચાહુંછુંજી. ખરેજ તમારૂં જીવન તમોએ એવું પમરતું અનેક છુપી અને ખુલ્લી ભલાઇના કામોથી ભરેલું કીધું છે કે તમારૂં નામ અમ્મર છેજી......"

બઁગલોર.
તા૦ ૩-૧-૧૯૪૦. બચાંમાય તેહમુરસ્પ કાપડયા.



"......આપની, આ નવી ચોપડી, 'મારી અર્ધી સદીની સાહિત્ય સેવા' આજેજ વાંચવાની શરૂ કરીશ. હું તો કેટલી વખત તમારી ચોપડી ફરીથી વાંચુંછું.

બે-ત્રણ મહીના ઉપર હું ઘણો વખત મધરાસથી બહાર હતી, અને બીલકુલ પ્યાનોની 'પ્રેકટીસ' થઇ નહિં. તે મને જરા પણ ચેન પડયું નહિ,

અને એમ લાગે કે મારી રોજની જીંદગીમાં કાંઇ, બાકી ખાલી રહી ગયું છે!......"

તા૦ ૪-૧-૧૯૪૦. હોમાય જાલ બાટલીવાળા.



"......વ્હાલાં બીખાઇજી, તમારી ઉપર ખુદાતાલાની ખરેખરી મહેરબાની છે કે તમોને આએ જુઠી જગ-માયાથી બચાવી રાખીઆં છે. દુન્યામાં તમોએ આવીને ઘણાં ભલાં કામો કીધાં છે. તેનો એ બદલો છે. ખુદાતાલા તરફથી જશ ને માયા અને દુન્યાના લોકો તરફથીબી કેટલો જશ અને તારીફ! એવું સુખ સૌને મલતું નથીજી. હજુર પછીબી લોકોનું ભલું કરતાંજ રહો ને જશ ઘણો ઘણો મેલવોજી. આમીન! આમીન!!......"

જોધપુર.
તા૦ ૫-૧-૧૯૪૦. ધનમાય ફીરોઝશાહ કોથાવાલા.



"......જો અશો ફરોહરોની ગેબી મદદથી ભલાં કામમાં કંઇ મદદ થઇ શકિત હોય તો દાદાર હોરમઝદ પાસે દુઆ માંગી તમો બન્ને મારે માટે ઇચ્છજો કે મને તે કરીમે કારસાજ ઓછામાં ઓછા દસ લાખ રૂપિયા કંઇબી રવેસે આપે, જેનો રૂડો ઉપ્યોગ કરૂં; ને જે થોડાં વર્ષો મારાં રહ્યાં છે, તેમાં એક 'ફર્સ્ટ કલાસ ડેલી પેપર' પ્રથમ અંગ્રેજી અને પાછળથી બની શકે તો ગુજરાતીમાં કાઢું અને ઢોંગીદાસો, ધુતારાઓ, મતલબીઆઓ, અદેખાંઓને ઉઘાડાં પાડું!

એવી મારી ઉમેદ જો કદાચ હું સાથે લઇ જઇશ તો આવતા ભવમાં જરૂર તે પુરી પડશે!......

તમો બ્હેન જવાની એમ એકદમ ઉતાવળ ના કરો! બની શકતાં ભલાં કામકાજ હજૂ પણ તમે ચાલુ રાખો. ......"

તા૦ ૧૦-૧-૧૯૪૦. અરદેશર ઍમ. પી. કરાઇ.



"......તમો બહેનજીનાં હાથ નીચે મ્યુઝીકની તાલીમ લીધેલાં બહેનો નાજાંમાય ખંબાતા, જાલાંમાય સ્પેનસર. ને મેહેરાંમાય મુલ્લાં વગેરે સાથ વરસોની મને પીછાંણ છે ને તેઓ તરફથી તમો બેહેનજી તરફથી ઘણીજ તારીફ મેં સમજી છેજી. એવાં એક ભલાં બાનુંની યાદગારી જાળવવા મનેબી ઘણીજ ખુશાલી લાગે છેજી.

બેશાંણ ગામની અગીયારીનાં ફંડમાં ભરેલા રૂપિયાની રસીદ મલી છેજી ને તે માટે તમો બેહેનજી મારો ઉપકાર માનોછો તે તમારી લાયકી છેજી. એવાં ધરમનાં મકાન માટે મદદ કરવાની ફરજ સીવાય વધુ કાંઇ કીધું નથીજી. ......"

ડોસીબાઇ નાદરશાહ બેલગામવાળા.

તા૦ ૧૨-૧-૧૯૪૦.



"......મારા દિકરાને લઇને જરૂર તમો માતાજીને મલવા આવશ. મારો બાબો ચાર વરસનો છે પણ એનેબી music નો હદ વગરનો શોખ છે. He will love to hear you play, which you do so wonderfully ......"

તા૦ ૨૧-૧-૧૯૪૦. તેહમીના સો. પુનાવાળા.



"......આજ ૫૦ વરસ ઉપરની આપણી સ્કુલની દોસ્તી, તમે પ્યાર અને માયાથી સાચવી રાખીને હંમેશાં યાદ કરોછો. આજના વખતમાં હમો જેવાંને યાદ કરનારાં થોડાંજ હશે. તમારી લાયકાત, માન, ઇજત, કારકીરદી સદા સચવાયલી જોઇ હમોને હંમેશાં આનંદ થાય છે. પારસી કોમમાં એવાં થોડાંજ હશે કે વાજાં વગાડયા વગર ગુપચુપ પોતાનું કામ કર્યા કરે; પણ ગુલાબને સાંતો તોબી પમરાટ આવ્યા વગર રહેજ નહિં. 'સ્કુલ લાઇફ' માં તમારાં નાજુક આંગળાં પ્યાના ઉપર ચાલતાં, તે દેખાવ હજુર મારી આંખમાં છે. તે આંગળાંની ચાલાકીની જેટલી વખાણ કરૂં તેટલી થોડી છે. એક બાઇ આપ બળે વધીને પોતાના પગ ઉપર ઉભાં રહી નામના મેળવે એ ઘણુંજ

ઘણુંજ માન ભરેલું છે. બેહેનજી, તમો તનદરોસ્તી ભર્યાં જીવતાં રહો. ને સુખ આનંદમાં લાંબા આયુષ્ય ભોગવો. તમારી કીર્ત્તિ જયાદે થાવો ને હરજગે વિખ્યાતી પામો, એવી હમારાં અંતઃકરણની દુવા તે મહાનામી સાહેબ આમીન કરે! ......"

બચુબાઈ કું. નાજર,
તા૦ ૩૧-૧-૧૯૪૦. જાઈજી રૂ. અપ્પુ.



## રાજ-રત્ન મીસીસ રૂસ્તમજી દાબુનો પ્રશંસા-પત્ર.

——:૦:——

"......તમારા હાથથી કંઇ નવું સર્જન મેળવવાની આશા રાખુંછું...

બીજાં પુસ્તકનાં લખાણની તૈયારીમાં ગુંટાઇ જાવો. વાર જોયા કરૂંછું...

હું મુંબઇ આવવા ધારૂંછું, ત્યારે જરૂર તમોને મળીશ......તમે મને ખરાં દીલથી ચાહી છે ને એક હેતવંતી બ્હેન મીસાલ ગણી છે જે માટે હું તમો વડીલ બ્હેનજીની અતિ આભારી છું. તમારાં જેવાં બાહોશ, કીર્ત્તિવંત,—કે જે કીર્ત્તિ માટે પારસી કોમને મગરૂર થવાનું છે--શાંત પ્રકૃતિનાં, ઉદાર સ્વભાવનાં, જ્ઞાનદાની પરોપકારી બ્હેનજી સાથનાં સંબંધ-સમાગમમાં આવવાથી મને પોતાને કેટલું માન સમજુંછું......

તમારાં આગલાં પુસ્તકોની ખોટ મારી લાયબ્રેરીમાં મને લાગે છે... ...તમારી યાદગારી સદા કાયમ રહેશે......"

**નવસારી.**
તા૦ ૯-૨-૧૯૪૦.



## "શ્રી યશો વૃદ્ધિ જૈન બાળાશ્રમ.



"વયોવૃદ્ધ, જ્ઞાનવૃદ્ધ, સંગીત શાસ્ત્ર, વિશારદા માનવંતા બાઇ ભીખાઇજી લીમજીભાઇ પાલમકોટની પરમ પવિત્ર સેવામાં, મુંબઇ.

"મારી અર્ધી સદીની સાહિત્ય સેવા" આ નામનું સુંદર પુસ્તક મોકલવા માટે તમો આપને તહદીલથી ઘણોજ આભાર માનું છુંજી.

આટલી વૃધ્ધાવસ્થામાં આપ જે જેહેમતનું કામ ઉઠાવો છો એ જોઇ મારે રંજ થાય છે. પાલમકોટ કુટુંબે અનેક પ્રકારે જગતની–સાહિત્યની–સંગીતની સેવામાં પોતાનો અમર ફાળો નોંધાવ્યો છે. એ વર્ષો સુધી જગતની તવારિખમાં યાદગાર રહેશે.

આપ બ્હેનની ભલી લાગણીઓ માટે ફરીથી આભાર માનું છુંજી.

બ્હેનને ઝૈફીના સમયમાં આરામ અને સુખ શાન્તિપૂર્વક જીવન વ્યતિત કરવાને શકિત આપે. તમો તમારી મનશાની પ્રમાણે ઘણું ઘણું સુખ કીર્ત્તિ જુવો!

ફરીથી આપની ઉત્તમ ભેટ માટે ઉપકાર માનું છું.

લી૦ શુભેચ્છક ભાઇ,

ગાંધી ચુનીલાલ શિવલાલ.

તા૦ ૩-૨-૧૯૪૦. "વિદ્યાભૂષણ."



"......તમો 'રેડીયો'માં વગાડો તો હું અહિંના મારાં બધાં 'ફ્રેન્ડસ'નેબી સમજાવી શકું, તેમજ હું તથા મારાં માતાજીબી સમજી શકયે. કેમ કેવો વીચાર છે? નહિં તો પછી કોઇ વખત મુંબઇ આવું ત્યારેજ વાત. તમો 'રેડીઓ'માં વગાડો તો તમારાં બહારગામનાં બધાં વખાણનારાંઓ તમોને સમજી શકે, માટે એક દહાડો નક્કી કરો ને ખુશ વધામણી તમારાં સર્વે વખાણનારાંઓ ઉપર લખી મોકલો. તમારે એક વખતબી 'રેડીઓ' માં વગાડવું એવી મારી ઇચ્છા છે, તેમજ મારાં માતાજીનીબી છે......"

તા૦ ૬-૨-૧૯૪૦. કેકી માણેકજી મુસ.



"......તમારો મહેરબાનીથી ભર્યો કાગલ મલ્યો છે. તમોએ ગરીબ નારગોલ ગામને યાદ કર્યા તે માટે તમારો ખરેજ ઉપકાર માનુંછું. મરહુમ સોરાબ સાથ મારી બહુજ મીત્રાચારી હતી, અને તમોને પણ ઓલખુંછું, વધારે તમારાં નામ સાથે કામથી. નારગોલમાં 'પબલીક લાઇબ્રેરી' મારા હસ્તક ચાલે છે, ને તમારી ખાહેસ મુજબ તે સારૂં હું મોટી ખુશી અને ઉપકાર સાથ ચોપડીઓ મંગાવી લઇશ. તમોએ નારગોલ જોયું ન હોય તો જરૂર એક દિવસ આવી બધાં ખાતાંઓ જોઇ જશો તો હું ખુશી થઇશ, ને તમારો ઉતારો પણ મનમાનતી રીતે કરી શકીશ. આજે જ્યારે એવાં પણ આવે છે કે સારાં કામને ચુંથી વગોવવા મજાહ લીએ છે, ત્યારે તમો જેવાંનાં સારા સખુનો જાણી સંતોષ ઉપજે છે......"

તા૦ ૧૦-૨-૧૯૪૦. રૂસ્તમ પી. જે. તાલીયારખાન.



"......આપનાં આવાં પૂસ્તકોની કિમત તો સાહિત્યનાં સેવકોજ કરી શકેજી. આપે યાદ કરીને આ નકલો મોકલી તેની પીછાંણ કરૂંછુંજી, અને સમાજમાં સમધૂરતા રેડયાં જાઓ એવી દુવા છેજી......"

ઉદવાડા. બરજોરજી ફરામજી ભરૂચા.

તા૦ ૧૮-૨-૧૯૪૦



"......તમો બેહેને, તમારા ભાઇ સોરાબ તથા તમારાં માતાજીનું નામ દુન્યામાં આશકારા કીધું છે, તેથી ઘણોજ ખુશી થયોછું......"

માઉન્ટ આબુ.

તા૦ ૧૯-૨-૧૯૪૦. હોરમસજી ફરાંમજી.



"......તમો મેહેરબાન બેહેને મેહેરબાનીની રાહે 'મારી અર્ધી સદીની સાહિત્ય સેવા'ની નકલ એક 'પ્રેજન્ટ' તરીકે મોકલી જેની પહોંચ મોટાં માન

તેમજ ઉપકાર સહિત સ્વિકારૂં છુંજી. પુસ્તક ખરેજ વાંચવા અને રાખવા લાયક છેજી. જે માટે તમોને મોટો ધન્યવાદ ઘટેછેજી. હજીબી જીવતાં રહો, લાંબું આયુષ્ય ભોગવો ને એવાંજ બીજાં અનેક પુસ્તકો કાઢતાં રહો એવી ભલી દુવાઓ છે......"

પુના.

તા૦ ૨૨–૨–૧૯૪૦. બેહેરામશાહ જ. જાગોસ.



"......તમોએ રેડીયોમાં નહિં વગાડવાની ખાએસ દેખાડી તે માટે અમો દલગીર થયાં. અમો હજીબી ઇચ્છયે છિએ કે તમો ફક્ત એકજ વખત વગાડો, અને નહિં તો પછી હું મુંબઇ આવું, ત્યારે સમજીશ. તમોને મળવાની મારી ઘણી ઇચ્છા છે. હું જો મુંબઇ આવીશ તો તમોને મળ્યા વગર રહીશ નહિં. તમે તમારી હૈયાતી દરમ્યાન બધું પુરૂં કરશોજ એમ તમારી ઉલટ ઉપરથી જણાય છે.

માતાજી, તમારાં પુસ્તકો કેઠે મળી શકશે કે નહિં? ખાસ કરીને "અજલનો ફરેસ્તો" મને જરૂર જોઇએ છે......"

તા૦ ૨૬–૨–૧૯૪૦. કેકી માણેકજી મુસ.



"......વ્હાલાં મારાં ભીખાઇજી, આ વખતે તો ઘણો લાંમો વખત આપણુને મળવાને નીકળી જશે. તમે વળી કંઇ વાંકુંચુકું લખો ના. ખુદાએ તમારી જીંદગી બનાવતાં તો લાંબો વખત લીધો હશે, કારણ ઘણીજ ઉપ્યોગી છે. લોકોના ફાયદા માટે, ભલાં માટે તમે છેવો. ખુદા સારે વખતે આપણુને મેળવશે ને જરૂર મળીશું......"

જોધપુર.

તા૦ ૨૯–૨–૧૯૪૦. ધન ફીરોઝશાહ કોથાવાલા.



"......તમારૂં સુંદર પુસ્તક આજે હમણાંજ પુગું છેજી. હજારો અહેસાન............તમો મુરબ્બી સાથની મુલાકાતને હું નજ ભુલી શકું— વરસો વહી જવા છતાં તમારી માયા મહેરબાનીની યાદ તાજાં ગુલાબ સમ તાજીજ છે. તમો બ્હેનજીનાં દશે દશ આંગળાંમાં હુન્નર છે, અને સાહિત્ય તેમજ સંગીતમાં તો Expert પારંગત અને નીષ્ણાત છો.

તમારાં સાહિત્ય જ્ઞાન આગળ અમો તો બચ્ચાં છીએ......"

વલસાડ.

તા૦ ૭-૩-૧૯૪૦. ફરામરોજ ધનજીશા ધનભુરા.



"......તમારાં પ્રસિદ્ધ કુટુંબ અને તમો બ્હેને જે મહાન સેવાઓ બજાવી છે, તે શું પ્રજાથી અંજાણુ છે?

ખુદા પાક હજી તમોને લાંબી તંદરોસ્તીભરી જીંદગી બક્ષો એવી ઉમેદ ધરાવું છું......"

તા૦ ૮-૩-૧૯૩૯. સોરાબ રૂ. બામજી, મેજર.



"......તમારા મુજ જેવા એક નાચીઝ અને અતી અદના સેવકને માટે લખાએલા ભલા વિચારો માટે હું ખરેજ ભારે એહેશાનની લાગણી સાથ આભાર માનુંછુંજી. હું પોતે તો મારી તરફથી થતાં કામ માટે કે તેની ખુબી માટે તો તદનજ બેખબર છું, પણુ તે કરમ બક્ષેશગર રેહેમ-દીલીથી મારાં બીજાં ખેરખાહો અને હીતેચ્છુઓ જ્યારે કંઇ કદરસનાશી કરતાં કે કદરસનાશીના ઉદગારો કાઢતાં મને જણાય છે, ત્યારે મારી દુવા ગુજારી એટલીજ કે એ સઘળાં વખાણુ તથા માનને ઘટતી રીતે હું લાયક બનતો રહું. ખુદા તમો જેવાં મારાં ખેરખાહોને મારા શીર ઉપર લાંબા, તનદરોસ્તી ભરેલા આયુષ્યોથી સલામત રાખો, એ મારી બીજી દુવાગુજારી છે..."

તા૦ ૨૪-૩-૧૯૪૦. અરદેશર બેહેરામજી હોમાવજીર.



"......તમો બેહેને તરદી લઇ મારાં બહેનના દીકરી પાસે જે ૨) ચોપડી મોકલી છે તે માટે ઘણો ઘણો ઉપકાર માનુંછું, કે તમારાં આગલાં 'પ્યુપીલ'ને યાદ કરીને તમારી તરફથી સુંદર ભેટ મોકલો છો.

ગઇ વખતે પણ તમોએ મારી ઉપર 'મારી અર્ધી સદીની સાહિત્ય સેવા' મોકલી હતી. મને તે ચોપડી વાંચી ખરેજ ઘણી અજાયબી લાગી કે લાગત આટલાં વરસો સુધી કેટલી હેજગારી કરી પૈસો મેળવ્યો ને તેનો આવો સદઉપયોગ કરી તમો તરફથી પ્યાનોની ચઢતી પરિક્ષામાં પાસ થનારા પારસીઓને 'પ્રાઇઝ' આપવું શરૂ કર્યું છે. ખુદા તમોને તમારી મહેનતના બદલામાં છેવટ સુધી સારી તનદરોસ્તીભર્યાં ને સુખમાં રાખે! એવું ખરાં જીગરથી ચાહુંછું.

આએ બીજી ચોપડી 'મારાં માતાજી' પણ વાંચી તમો બહેનને યાદ કરી દુવા માંગીશ......"

૨૬-૩-૧૯૪૦. **શીરીન દોરાબજી શેઠના.**



"......તમો મહેરબાન બહેનજી પોણોસો વર્ષની ભરતીમાં ભલે આવ્યાં હોવ, પણ તમારો આત્મા તો જવાન છેજી. તમોએ જે બજાવ્યું છે અને બજાવો છો તેનો અર્ધો હિસ્સો પણ જવાન કહેવાતા ઇનશાનો બજાવે તો કેવું સારૂં!

તમારી "ગ્રંથ કર્તાઓને ઉત્તેજન આપવાનું ફંડ" ઉઘાડવાની સુચનાં બરહક છે. આ સુચના મારી કારોબાર કમીટી સમક્ષ હું રજુ કરીશ, અને તેમનો અભીપ્રાય જણાવીશ. તે દરમ્યાન જણાવવાની રજા લઉંછું કે અમારૂં મંડળ જો કે આવું છુટું ખાતું નિભાવતું નથી, છતાં ગ્રંથકારોને બની શકતું ઉત્તેજન આપ્યે છીએ, અને ખરીદેલી કીતાબો બાળકોને ઇનામો તરીકે આપ્યે છીયે. બનતાં સુધી જરથોસ્તી ગ્રંથકારોનેજ ઉત્તેજન આપ્યે છીએ........."

તા૦ ૨૬-૩-૧૯૪૦. **સોરાબ રૂ. બામજી,**
મેજર.



"......તમો ભલાં મહેરબાનનાં પુસ્તકો માટે હઝારો અહેશાન માનીએ છીએ. અર્ધી સદી સુધી સંગીત અને સાહિત્ય સેવા કરનાર, ગાંઠનાં ગોપીચંદ ખરચી સાહિત્ય પમરાટ ફેલાવનાર, મઘમઘતાં મોઘરાંની ખુશબુ પાંથરનાર ઘણું ઘણું જીવો, અને જીંદગીનો આરામ સુખમાં તંદુરસ્તી તેમજ મન-દરૂસ્તી સાથ ભોગવો! આમીન......"

તા૦ ૨૮–૩–૧૯૪૦. ફરાંમરોજ ધનજીશાહ ધનભુરા.



"......આપ ઉપયોગી અને ઉદ્યોગી બેહેનજીનાં સંબંધની નાની કે મોટી બાબદો જાણીયે છીએ, ત્યારે તમારાં સાચા ખેરખ્વાહો તરીકે અમુને નેહાયત ખુશાલી પેદા થાય છે. તમો બેહેનજીએ બનાવેલી 'વીનીશીયન લેસ' વડોદરા સ્ટેટનાં મ્યુઝીઅમમાં મોકલી આપી વડોદરા જેવાં જાણીતાં શેહેરમાં પણ તમો બેહેનજીના ઉમદા કામની કીંમત અંકાવી છે. મને કહેવાની રજા આપો કે તમારાં રૂડાં ઉપયોગી કામોની લાગતાં-વળગતાં આસામીઓ ચાહે તો તમો બેહેનજીનાં ઘણાં મનન કરવા જોગ કામોને ઘણી જાહેરાત આપી શકે અને પોતાના લાગવગથી ઘણી કદરસનાસી કરાવે. ચાહવું ખુદાનું છે તો તમો અસરાફ બેહેનજીની જીંદગીની સાંજે પણ ઘણી ખુશી થવા જોગ બાબદો સાંભલતાં રહીશુંજી......"

તા૦ ૨૮–૩–૧૯૪૦. ખોદાબક્ષ નશરવાનજી ગ્રીફીથ્સ.



"......એ ભલાં વડીલ બ્હેનજીજ મને તમારે ત્યાં લાવ્યાં હતાં કે 'ભીખાઇજી માયબી અથંગ લખનાર છે, અને તમોને તેવણ પાસે ઘણું ઘણું નવું શીખવાનું મલશે.' તમો મહેરબાનની ભલાઇ હું નજ ભુલી શકું. તમોએ તો તમારી ફરજ પુરેપુરી બજાવી છે અને હવે નચિંતાઇથી પુરતી 'રેસ્ટ' લેવાનો તથા અમો સરીખા અદનાને ભલી દુઆ દેવાનો તમારો હક્ક છેજી. વિનય, વડીલ પ્રત્યે વિવેક એજ વિદ્યા છે, એ બધું તમો પાસેથીજ

અમો શીખ્યાં છે. બે-ચાર કૉલમો ચીત્રી કાઢી હું લેખકમાં ખપવાનો દાવો નજ કરૂં; પણ નમનતાઇથી તમો જેવાં અનેક પુસ્તકોના લેખિકા બ્હેનો અને વડીલો પાસે ગુરૂ ચરણે બેસી શીખાય એટલું શીખી લઉંછું......"

તા૦ ૩૦-૩-૧૯૪૦. ફરામરોજ ધનજીશાહ ધનબુરા.



"......તમારી નમ્રતા અને લાયકી ખુદાતાલા હમારાં બાલ બચ્ચાંઓમાં ઉતારે એવું ઇચ્છુંછું......."

ભેશાણ.
તા૦ ૯-૪-૧૯૪૦. રૂસ્તમજી માણેકજી પટેલ.



"......આપ તરફથી બે પુસ્તકો મિસીસ જાગોશ મારફતે મને મળ્યાં છે, અને તે માટે હું આપનો અંતઃકરણ પૂર્વક આભાર માનુંછું.

સંગીત, સાહિત્ય અને સેવા,—એ ત્રણેની ખુદાઇ બક્ષેશ પામેલાં, અને એ બક્ષેશનો સદઉપયોગ કરી જીવનને ધન્ય કરી ચૂકેલાં પારસી બહેનની કીર્ત્તિની નોંધ ધરાવતાં એ પુસ્તકો વાંચતાં મને બહુજ હર્ષ થયો છે. ખુદા આપની ઉમ્રેઓર્ગી, સુખરૂપ આનંદમય પસાર કરે અને આપનાં હૃદયમાંનો સેવાનો દિવ્ય ઝરો નિરંતર વધુ દિવ્યતાથી વહેતો રહે એજ દુવા છે......"

જામનગર.
તા૦ ૧૦-૪-૧૯૪૦. ફરામરોઝ પી૦ મીરઝાં.



"......આપ બહેનજીની સાહિત્ય સેવા જાણીતી છે. તે માટે જે આપને ધન્યવાદ ઘટે છે, તે મલતી તકોએ અમો દરશાવતા રહીએ છીએ તે આપ બેહેનને સંતોષની બીના જણાશે.

આપના વડીલોનાં સહાસોની બીના ધીરજથી લખી મોકલશો, તો કોઇ પણ રીતે તે પ્રગટ કરવાની મને આશા છેજી......"

તા૦ ૧૨-૪-૧૯૪૦. સોરાબજી જમશેદજી બલસારા



"......તમો માનવંત બેહેનજીએ તમારાં માનવંત નેકનામ માત-પીતા તથા ભાઇ સોરાબનાં ફોટો મોકલી આપ્યા તે એ ભલાં ગુણવંતાં મરહુમોની યાદ અમારી પાસે માન સહીત જાળવી રાખીશુંજી, પણ તમો ખેરખવાહ બેહેનજીનો ફોટો કે જે હમારી નજર આગળ ટાંગવાની ઘણી તલબ કરતાં હતાં તે નહિં મોકલી આપવાથી અમુને ખરેજ ઘણી દિલગીરી લાગે છે. કોઇ તરતીબથી મોકલી આપવાથી અમારી અભીલાષા બર આવશે......"

તા૦ ૧૬-૪-૧૯૪૦. ખોદાબક્ષ નશરવાનજી ગ્રીફીથ્સ.



"......તમો બહેનજીએ અમો માટે બે ચોપડીઓ મોકલી છે મારી વહુ ખુરશેદ સાથે, તે માટે તમારો ઘણો આભાર માનું છું. તમારી માયાલુ લાગણીને આપણાં વડીલોનો લગભગ ૩૮-૪૦ વરસનો મિત્રાચારીનો સંબંધ યાદ રાખી તમોએ જે ચોપડીઓ મોકલી છે, તે માટે અમો તમારો આભાર માનીએ છીએ. બેહેનજી, ખુદા પાસે ચાહીશ કે તમારાં જેવાં ભલાં, પરદુઃખ-ભંજનને ખુદા તનદરોસ્તી સાથે લાંબી જીંદગી આપે, ને સદા સુખી રાખે, તમારાં જેવાં સદગુણી ને ભલાં, અકકલમંદ, ધર્મી બચ્ચાંઓનો વધારો ખુદા આપણી કોમમાં કરે તો પારસીઓનો બરગસ્તે દાહડો બેઠો છે તે દુર થાય!........."

જામનગર.
તા૦ ૭-૪-૧૯૪૦. નાજાંમાય સોરાબજી જાગુશ.



"......પરવરદેગાર તમો જેવાં નેક બાનુંને ગુજર પામેલાં વ્હાલાંઓની યાદ જીવ-જાનથી કરવા આ દુન્યામાં તેમજ મીનોઇ દુન્યામાં ગેબી આશીશ બક્ષે! એજ મારી પ્રાર્થના છે......"

બૅંગલોર.

તા૦ ૨૨ ૪ ૧૯૪૦.                    પેસ્તનજી જ. ઉનવાલા.



## "ધી ભીખાઇજી લીમજીભાઇ પાલમકોટ પ્રાઇઝીસ."



### "બે પારસી બાનુંઓએ મેળવેલા સોનાના ચાંદ અને ઇનામ.

"ગયે સાલ ત્રીનીટી કૉલેજ ઑફ્ મ્યુઝીક લંડન, તરફથી 'ડીપલોમા'ની પીઆનોફૉર્ટ પરીક્ષા આખાં હિંન્દુસ્તાનમાં લેવાઇ હતી, તેમાં બે જરથોસ્તી પારસી બાનુંઓ "ધી ભીખાઇજી લીમજીભાઇ પાલમકોટ પ્રાઇઝસ" અને ગોલ્ડ મેડલ મેળવવા ફ્-તેહમંદ જાહેર થયાં છે, તેઓનાં નામ:--

**લાઇસેનશીએટ**—મીસ ગુલ એમ. દલાલ, એલ. ટી. સી. એલ. ને ૧૪ પાઉંડ (સ્ટરલીંગ) રોકડા અને ગોલ્ડ મેડલ.

**એસોસીએટ**—મીસ પરીન એફ્. વહાડયા, એ. ટી. સી. એલ. ને ૧૨ પાઉંડ (સ્ટરલીંગ) રોકડા અને એક ગોલ્ડ મેડલ.

ફેલોશીપ ડીપલોમાની પરીક્ષામાં કોઇ ફ્-તેહમંદ પામ્યું નથી......"

તા. ૨૮-૪-૧૯૪૦.                    કયસરે હિન્દ.



"......તમારાં ઇનામો અને ચાંદ મ્યુઝીકમાં ખરેખર પારસી કોમને મ્યુઝીકમાં આગળ પાડવા માટે ઘણું ઉ-તેજન આપેછેજી, અને L. T. C. L.

માં હું તમારૂં ઇનામ તથા ચાંદ મેળવવા માટે મને ઘણી ભાગ્યાશાળી સમજું છું......"

પંચગની.

તા૦ ૧૬-૫-૧૯૪૦. ગુલ માણેકજી દલાલ.



"......દીકરા-દીકરી વગરનાં ને તમારાં જેવાં વગર પરણેલાંની જીંદગી સુખી છેજી, ચારો તરફની ફીકર મને ઘણી વધારે ને વધારે વધતીજ જાય છે. ખરેજ વહાલાં બીખાઇજી, તમો તો ઘણી વાતે ઘણુંજ સુખી ને નશીબવંતાં છેવો. **દુન્યામાં ઘણાંને સુખી કીધાં.** વ્હાલાં બીખાઇજી, તમોને તો કદીબી ભૂલાય નહિં. તમારી યાદ તો અમો ઘડી ઘડી વાતો ઉપરથી યાદ કર્યે છીએ. એટલાં તો અમો બન્ને નગુણા નહિંજ થઇશુંજી..."

જોધપુર.

તા૦ ૧૮-૫-૧૯૪૦. ધનમાય ફીરોઝ ર. કોથાવાલા.



"......તમો, મારાં વાહલાં બીખાઇજીબી મને ઘણુંજ યાદ આવ્યા કરે છે. તમો અત્રે અમારી સાથ હોત તો તમારી ખુશ ને વાહલભરી, હોશીયાર 'કમ્પની'થી અમુને કેટલું સારૂં લાગે ને મજાહ પડે! ખુદા તમો અમારાં વહાલાં બીખાઇજીને તંદરોસ્તી ભરેલાં ને સુખી રાખે એજ દુવા માંગીએ છીએ.

મારા દીકરાઓ અરદેશર ને નવરોજી તમો વાહલાં બીખાઇજીને જોઇને અને મલીને ઘણુંજ ખુશી થયા ને મને કહેવા લાગ્યા કે 'મંમા! તમારાં બીખાઇજી તો કેવાં મહજેનાં જુવાન ને સરસ છે. કેટલાં હોશીયારબી છે. Piano કેવો સરસ વગારેછ, તેથી અમુને તો ઘણુંજ ગમેછ!' એમ વાતો કરીને મારા દીકરાઓ તો બધા ખુશી થયા ને વધારે બધું બોલ્યા, તે આપણે મલીશું ત્યારે વાત કરીશું. તમુને ઘણી મજાહ લાગશે......"

માથેરાન,

બચુ વીલા. નાજાંમાય જેહાંગીર ખંબાતા.

તા. ૨૧-૫-૧૯૪૦.

"......તમારી યાદ મારાં દીલમાં સદા રહે છે; ને તમારા જેવી ધીરજ, લાયકી, ને નેકી મારી દીકરીઓમાં ઉતરે એવી દુવા સદા માંગુછુંજી. તમો તે જમાનામાં, તમારાં નેક માતાજીની સાચ્ચી કેળવણીથી અને સારા અભ્યાસથી આજે બધાંથી વખાણ મેળવીછેજી.

માતાજી, તમુને સોસન ઘણી યાદ કરે છે. મને છેલ્લાં કા૦ માં લખ્યું છે કે તમારૂં સરનામું એની પાસેથી ખોહવાઇ ગયું છે, નહિં તો એ તમુને કા૦ જરૂર ડેહરાદુનથી લખતે. મારી સોસન પુનામાંબી પોતાના કાકા-કાકી પાસે જાય ને બધી તમારી વાતો કરે, ને તમારી 'સાઇડ' લે, તે બધાંનાં નાંક ચઢી જાય, ત્યારે એ કાંઇ બીહે કે દબાય નહિં. પાછું કહે કે હું તો એવણુની દીકરી છેવું, કારણ મારા બપાવાજીબી એવણુથી ખુશ રહેતા હતા. વિગેરે......"

જોધપુર.

તા૦ ૨૭-૫-૧૯૪૦. **પરીન કેરશાસ્પ રૂસ્તમજી કોથાવાલા.**



"......મેં તો મારી ગુલને મુંબઇમાંજ કહ્યું કે આપણી ફરજ છે કે આપણે તમો બહેનજીને મલવા જઇએ, પણ જરા જલદી અત્રે આવવાનું થયું તેથી વિચાર કીધેલો કે મુંબઇ જઇ તમો જેવા ભલાં ને મ્યુઝીકમાં કાબેલ બેહેનજીને નકકી મળીશુંજી, તે સાથે વળી દુરનાં સગાં થઇએ, એટલે આપ બેહેનજીને મલી 'ડબલ' ખુશાલી હાંસલ થશેજી......"

તા૦ ૨૭-૫-૧૯૪૦. **શીરીનબાઇ માણેકજી રતનજી દલાલ.**



"......આજ સુધી હજારો છોકરીઓને કેલવણી આપી છે, તેમ ચાલુ આપતાં રહો, અને તેઓનાં મા-બાપનાં તેમજ ઇશ્વરનાં આષીશ હજારો હજાર પામતાં રહો, એજ દુવા ખરાં દીલથી ચાહું છું, તે તમોને આમીન હોજોજી! ઘણા વરસોની વાત ઉપર હું જ્યારે મીસીસ નાનાભાઇ મારસ્તરની એમપ્રેસ હાઇ સ્કુલમાં શીખતી હતી, ત્યારે મેં પણ થોડો વખત

તમો બહેનજીના હાથ હેઠળ શીક્ષણ લીધુ હતું, એમ મને યાદ છેજી. તમારી મોકલેલી ચોપડીઓ મને ઘણીજ પસંદ પડી છે. ખરેખરી ધડો લેવા લાયકજ છે, અને મેં તેમજ મારી દીકરીએ ઘણી હોંશથી વાંચી છે. તમારી કીંમતી યાદદાસ્ત તરીકે ઘણી જાળવીને રાખી છે, અને તે માટે ફરી તમારો બહુજ આભાર માનું છુંજી......"

અંધેરી.

તા૦ ૧-૬-૧૯૪૦. આલાંમાય અરદેશર પટેલ.



"......અરે! મારાં વ્હાલાં ભીખાઇજી, **તમે ઘણાં સુખી છેવો.** કોણ કોણનાં આશીશ લીધા છે ને લેવો છો. હમણાંબી તો જુઓ, ભલું કરોછ અને ભલું ભોગવોછ, ને અમે ખાલી ધકેલા ખાઇએછ. તમે ખુદાને ત્યાંથીબી જશ મેલવોછ, ને દુન્યાનોબી જશ લેવોછ. એજ ભલાઇઓ તમે મુકી જશો ને તેનો બદલો ખુદાબી તમોને નેકજ રસ્તો ને નેક કામોમાં આપે છે ને આપશે. સુખી તન-મનથી જીવો ત્યાં વેર રેહજો, અને એથીબી ઘણા જશ બધી તરફથી લેજોજી.

હા, વ્હાલાં ભીખાઇજી, ભાઇ રૂસ્તમજીની લાગણી ને માયા, એક વ્હાલી વફાદાર બહેનને, ભાઇ તરફની ખરી હોય છે. બેઉ જેહાંનની ભલી દુવાઓ અને જશ તમો નેક દીલનાં ખરી લાગણી તરીકે મેળવોછ, તમો વહાલાંની જે જે ભલી ઉમેદ આશાઓ છે, તે પાક પરવરદેગાર પાર પાડો, એજ મારી અરજ તમો વ્હાલાં માટેની ખુદાતાલા આમીન કરો! આમીન!......

આજ કાલ તમારા ભાઇ સાહેબની તબીયત ઠીક નથી ચાલતી. તમે જેમ લોકોનું ભલું કરોછો ને ચાહોછો, તે તમારા ગુણ એવણેબી લીધાછે..."

જોધપુર.

તા૦ ૮-૬-૧૯૪૦. ધન ફીરોઝ કોથાવાલા.



"......તમો જેવાં મુરબ્બીઓ આપણી પારસી કોમમાં વધૂ પ્રમાણુમાં હોય એટલું અમારાં જેવાં 'ગાય ગુલાબો' ને ઉ-તેજન રૂપ છેજી, અને તે જીતવાને માટે અમારામાં એક જાતની હોંશ અને ઉલટ ઉત્પન્ન કરેછેજી...

એક વાર ફરીથી તમો મુરબ્બી માતાજીનો ઇનામની ચોપડી માટે આભાર માની આ કાગળ બંધ કરૂંછું......"

તા૦ ૧૩-૬-૧૯૪૦. (મીસ) ડૉલી મર્ઝબાન ઈરાની.



"......તમારી માયા અને ખરીજ લાગણી છે. એ મને ઘણો સંતોષ ને ઘણી ખુશી છેવું, તે હમેશાં આપણે સાથેજ ખુદાને ત્યાં જઇએ, ત્યાં સુધી રહે એટલુંજ ખુદા પાસે માંગુંછું......"

તા૦ ૨૫-૬-૧૯૪૦. ધનમાય ફીરોઝ રતનજી કોથાવાલા.



"......ગઇ પરમદીનનો નાનો જેવો 'કૉનસર્ટ' ફ-તેહમંદ થયોજી, ને તમો મહેરબાન ને કાબેલ બેહુનજીનો મેડલ ને પ્રાઇઝ બન્ને બેહેનો મીસ વહાડયા ને ગુલ મેલવવાને ભાગ્યશાળી નીવડયાં તે ડૉ૦ લવલૉકના મુબારક હાથે બન્ને જણાંને મલી ગયો છેજી, તે માટે તમો બહેનજીનો પણ આ તકે ઘણો ઘણો આભાર માનુંછુંજી, અને તે દેખાડવા માટે અમો બન્ને જણાં આજે સાંજે પા ને ૬ ની વચ્ચે તમો બહેનજીને ત્યાં તમોને સગવડ હશે ને ટાઇમ અનુકુલ હશે તો આવી જઇશુંજી. મારા માણેકજી પણ આવતે ને તમો બહેનજીને મલીને ખુશી થતેજી, પણ આજે ૪-૫ દીવસથી ઘેરમાંજ છેજી......"

તા૦ ૨૭-૭-૧૯૪૦ શીરીન માણેકજી રતનજી દલાલ.



"......વહાલાં ફુઇજી, તમે જે મારી ત્રણ ચીજો માટે લખો છો, તે ચીજો હું તમારી માફક જાળવી રાખીશ. મારૂં આવવાનું થશે તો હું

પોતેજ લઇ આવીશ. તમે જરાબી ફીકર કરતાં નાં. મારી પછી મારા દીકરાઓને એ ચીજો આપીશ. એમ પાલમકોટના વંશોને એ ચીજો મલ્યા કરશે. હવે પછીની આપણા કુટુંબની ઓલાદો જાણશે કે આપણા કુટુંબમાં કેવી અશો ને નેક બાનુઓ હતી. વહાલાં ફુઇજી, હું ખુશી છું કે તમે મને એ ત્રણ ચીજો આપી. હું ઇચ્છુંછું કે મારી બેઉ દીકરીઓ તમારા જેવી ચંચળ, અશો, નેક નીકલે. ખુદા તમોને લાંબી સુખી જીંદગી ને તનદરોસ્તી આપે. હવે જરાબી ફીકર કરતાં ના. મારૂં વચન જીંદગીના છેડા સુધી પાલીશ, તેમજ મારી પછી મારા દીકરાઓને ફરજ આપી જઇશ. તમે જરાબી ફીકર કરશો નહિં......"

લી૦ તમારો ભત્રીજો,

**નેગાપટમ.** **મનચેરશાહ પાલનજી ખરશેદજી**

તા૦ ૩-૮-૧૯૪૦. **લીમજીભાઇ પાલમકોટ.**



**ગુજરાતનાં પ્રખ્યાત હાસ્યરસીક લેખક અને વકતા**

**મી૦ હરીપ્રસાદ ગૌરીશંકર ભટ (મસ્ત ફકીર) એ**

પારસી લેખક મંડળના આશરા હેઠળ તા૦ ૭-૮-૧૯૪૦ ને દિવસે

**પારસીઓને હાસ્યવૃતીના ઉમદા ગુણની કુદ્રતી બક્ષેસ** વિષે

એક ભાષણ આપ્યું હતું. "ઘણાક પારસી લેખકોની શુધ્ધ ગૂજરાતી ભાષાની શ્રેષ્ટતાથી ભાષણ કરતાને ઉપજેલી તાજુબી."



"......પારસી ટોળાંએ હવે આ દેશને પોતાનો કરી લીધો છે તો તેઓએ ગૂજરાતી ભાષાની ખિલવણી કરવામાં ઘણો ઉંડો રસ લઇને શુધ્ધ પેદા કરવી જોઇએ. મેં ઘણાં પારસી લેખકોનાં પુસ્તકો વાંચ્યા છે, જે મને

શુધ્ધ ગૂજરાતીમાં લખાયલાં માલુમ પડયાં હતાં, એટલુંજ નહિં, પણ તેમની શ્રેષ્ટાથી હું તાજુબ થયો હતો.

મીસીસ જરબાઇ બાપુજી લામ,
બાઇ બીખાઇજી પાલમકોટ,

મીસ મીરઝાં વીગેરે બ્હેનોનાં લખાણોથી મારા ઉપર ઘણી ઉંડી છાપ પડી છે, અને મને લાગે છે કે પારસીઓ ધારે તો ઘણું ઊંચી કોટીનું સાહિત્ય પેદા કરી શકે......"

તા૦-૮-૮ ૧૯૪૦. **જામે જમશેદ.**



"......તમો બહેનજી ગુલની સખી રાખવા માંગો છો તે સુખેથી રહેવા દેજોજી. ખુદા કરેને ગુલને F. T. C. L. નો મૅડલ તથા કેટીને પણ મલે અને તેવાં બીજાંઓ પણ સાથે સાથે મેળવવા નશીબવંત નીવડે અને તે જોવા તમો વ્હાલાં બહેનજી પણ બીજાં ઘણાં વરસો તંદરૂસ્તી ભર્યાં ગુજારો, એવીજ અમો સર્વની ખરાં જીગરની દુવા છે તે આમીન થાય!

મધર સુપીરયર તરફથી પણ તમોને તમારી મહેનતનો કાગળ મલ્યો છે, તે જાણી ખુશીછુંજી. લાયકની લાયક કદર થવીજ જોઇએ. એથી વધુ ભલાં કામો ખુદા તમારી પાસે કરાવે એજ ઇચ્છુંછુંજી......"

તા૦ ૧૦-૮-૧૯૪૦. **શીરીનબાઇ માણેકજી રતનજી દલાલ.**



**મેજર સોરાબ રૂસ્તમજી બામજી, એફ. આર. એસ. એ., જે. પી., તરફનો પ્રશંસા પત્ર.**



"......સેવક જો કે તમોને આજ વર્ષો થયાં મુંગે મોંહડે વખાણે છે, જો કે રૂબરૂ કોઇ પણ દિવસ મળી શકયો નથી, છતાં તમારી સંગીત સેવા માટે તમોને ભારે સાબાશી આપુંછું......"

તા૦ ૧૭-૮-૧૯૩૯. **સોરાબ રૂ. બામજી.**

"......વ્હાલાં બહેનજી, તમો અમારી વ્હાલી દીકરી રતીમાં આટલી બધી ઉલટ, કાળજી અને અતી ઘણી માયા દેખાડો છો તે માટે અમો તમારાં ઘણાં ઘણાં આભારી છઇએજી. અમારી તો ઘણી મજબુત ખાહેશ છે કે જો ખુદા કરેને દીકરી રતીને તમારૂં 'પ્રાઇઝ' મળે તો તમો પોતે મેલાવડામાં હાજર થઇ તમારેજ હાથે આપો, એવી અમારી ઇચ્છા ખુદા પાર પાડે, ને તે શુભ દીન જોવા માટે તે દાદાર અહુરમઝદ તમોને લાંબી હૈયાતી ને તનદરોસ્તી બક્ષે. આમીન! તે દીવસ અમારે માટે બહુ સુખી ને મગરૂર કહેવાય, ખુદા આપણને એ કામમાં મદદ કરે! આ લખુંછું, ત્યારે દીકરી રતી 'પ્રેકટીસ' કરે છે, ને એની મહેનતને જશ મળે. ને તમો બહેનજી એનો Photo તેમજ હેવાલ જાતે 'કયસરે-હિંદ' માં એક શુભ આતવારે જોશો એવી અમારી સર્વેની ભલી ઇચ્છા તે કીરતાર પાર પાડે!

બે બાનુંઓને જે તમારાં 'Prizes' મલ્યાં છે, તેઓની સબી અમોએ જોઇ છેજી. જો દીકરી રતીને તમારૂં 'Prize' મલે તો આજ સુધીમાં A. T. C. L. માં Prize મેળવનારાંઓમાં સૌથી નાની ઉમરની, એટલે ૧૬ વરસની ઉમરની કહેવાય. મને તો બહુજ આશા છે, કારણુ દરેક પરીક્ષામાં એને Bombay Center માં સૌથી પહેલી તેમજ સાથે Honours પણુ મલ્યાં છેજી, પછી તો ખુદા જાણે! એનું નસીબ! એ પણુ તમો બેહેનજી પર બહુ કુરબાન થઇ છેજી, ને તેથીજ તમારૂંજ 'Prize' મેળવવા પોતાથી બનતું કરે છે......"

તા૦ ૧૮-૮-૧૯૪૦. **હીરાંબાઇ જેહાંગીર દી. નરીમાન.**



"......તમો મારાં વાહલાં ભીખાઇજીની મુબારક હાથની હેત-માયા ભરી ચીઠ્ઠી મલી છેજી, જે માટે ઘણી ઉપકારી છુંજી. વાંચી ઘણી રમુજ ઉપજી છેજી, કે તમારાં જેવાં ખરાં વીદવાન માણુસ આવું લખીબી શકે અને હસાવીબી શકે? તમો હમારાં વાહલાં ભીખાઇજી જેવાં સૌ હોશીયાર ને બાહોશ હતે તો પછી જોઇતેજ શું જે? ખરૂં કેની?......"

તા૦ ૪-૯-૧૯૪૦. **નાજાંમાય જેહાંગીર ખંબાતા.**

"......તમારાં ભલાં કામોમાં ખુદાતાલા તમોને મદદગાર થાય. તમો ભલાં બહેનો, જેવી તવંગર તેમજ ગરીબો તરફ એક સરખી મહેરબાની રાખો છો, તેનો બદલો ખુદા પાકથી તમો મેલવો એવી પાક પરવરદેગારને મારી અરજ છે. તે સાથે તમો બન્ને બેહનો તનદરોસ્તી સાથ જીંદગીના છેડા સુધી ખુશ-ખુશાલ રેહવો એવી મુજ બહેનની દુવા આમીન!......"

તા૦ ૪-૯-૧૯૪૦. **પીરોજબાઇ બમનજી લામ.**



"......કોમમાં માનીતાં થયાં છો, તેથીબી વધુ માનીતાં થાવો, એવી અમારી સર્વેની દુવા છેજી.

એક સાચો જરનાલીસ્ટ પોતાની ફર્ઝ શું છે, તે સમજી કોઇના કહેવાની પણ રાહ જોતો નથી. જ્યારેબી **એવાં અદેખાંઓ** દેખીતો અન્યાય કોઇને પણ કરશે તે વખતે હું મારૂં બનતું કરીશ. એવાં અદેખાંઓ [તેમાં કેટલાક જરનાલીસ્ટો; પણ] તેઓમાના કેટલાકો તો હીસાબ ચુકાવવા ચાલ્યા પણ ગયા છે! તેઓ કાંઇ સદાકાળ જીવવાના નથી!......"

તા૦ ૭-૯-૧૯૪૦. **અરદેશર મેરવાનજી કરાઇ.**



"......તમારાં મહાભારત અને પરમાર્થી કામો સદા જગ-આશકારા થાઓ અને હમેશાં તમારી જય થાવો, તમારાં આવાં ઉમદા કીર્ત્તિવંત કામોનો પમરાટ ચોમેર પસરી રહયો છે. તેવાં એક ધર્મી, સકરમી, ગુણવાન, નીતિવાન, સદગુણી બાનુંની પીઠ પાછળ બોલવાની કોણ હીંમત કરી શકે? કોઇબી નહિં.

વ્હાલાં બેહેનજી, તમોએ તો આ દુન્યાનો ફેરો વસુલ કીધો છે, કે જેવો તો કોઇએબી નહિં કીધો હશે. આવી ઉમરેબી તમો કેટલાં 'એકટીવ' છેવો, એજ પુરાવો શું ઓછો છે? ધન્ય છે તમારાં મુરબ્બી માત-પીતાજીને કે આવી એક નારીને જન્મ આપી દુન્યામાં ફુલની માફક પમરાટ ફેલાવ્યો, જેની સુગંધ હજારો વરસ સુધી અમ્મર રહી જશે. વ્હાલાં બેહેનજી, હવે

ઘણું થઇ ગયું છે, હવે જરા તો શાંતીમાં રહો. આખી જીંદગી એવાંજ વહીતરાંમાં ગુજારી, પણ હવે તો તમોને આસાએશની ઘણી જરૂર છેજી.

હવે તમારા વાસ્તે કાંઇ બાકી કરવાનું રહ્યું નથી, વાસ્તે હવે નચીંત જીવે બહારગામ બેંગલોર કે ઉટી જઇને બાર મહિના પુરતી 'રેસ્ટ' લેઓ, ને પછીથી કાંઇ ચોપડી લખજોજી......"

તા૦ ૭-૯-૧૯૪૦. **હીરાંબાઇ અરદેશર કરાઇ.**



"......મારાં મેહરબાન બહેનો, તમારો જેટલો ઉપકાર માનું તેટલો થોડો છે. તમારી માયા, તમારી **ખરી** લાગણી અને અમારે માટે દીલસોઝીની પીછાંણ હું સદા કરૂં છું.

બહેન ભીખાઇજી, તમારી જગ્યા અમારા ઘરમાં ખાલીજ. કોઇ નહીં પુરશે! ખુદા તમો લોકને સુખી રાખે, અને ખુદા તમારૂં માથુંબી નહીં દુખાવે. આ જેહાંનમાં ભલાઇ કીધી છે, તેનો બદલો ખુદાની દરગાહમાં સંપુર્ણ બદલા સાથે પામજો......"

એકવાર ફરીથી તમો બન્ને જણાંનો ઉપકાર માનતો,

ઍડવોકેટ જનરલ ચેમબર્સ,
હાઇ કોર્ટ.
તા૦ ૧૧-૯-૧૯૪૦.

તમારો ભાઇ,
**ખરશેદજી એ૦ ફ્રૉમ્સ.**



"......There are two very difficult things in the world: One is to make a name for oneself, and the other is to keep it: But let us give due praises to the masters from Bathoven to Stranos—R. Schumann.

My dear Sister Bhikhaiji, in wishing you a Happy New Year, I sincerely believe that you have made a name worthy of yourself and kept it......"

September 1940. **Framji S. Wadia.**



"......એટલું તમે યાદ રાખજો કે જ્યાં સુધી અમે લોકો જીવતાં છઇએ, ત્યાં સુધી અમો તમારી બાજુએ ટટણુખાર ઊભેલાં છઇએ. કોઇની મકદુર શું કે તમોને એક આડો સખુનબી બોલે! તેનું મોંહડું-ડાચું નહીં બાંગ્યે કે? તમારો બચાવ કરવા અમો ઊભેલાં છઇએ.

તમે જેટલું મારે વાસ્તે કીધું છે, તેનો પા ભાગબી હું વાળી આપી શકી નથી. તમો એક શિક્ષક કરતાંબી વધુ પુરવાર થયાં છેવો—એક દીલસોઝ દોસ્ત કરતાંબી વધારે! કયા શબ્દોમાં લખું તે મને સમજ પડતી નથી. અમારા લોકનાં સ્વાર્થને ખાતર, કારણ કે તમારી પછી અમોને નેક સલાહ આપનાર તથા દોરવનાર કોઇબી નથી. તમોને આ પાપી જગતમાં જીવાડયે છઇએ. ખરેખર તમોને દુઃખી જોઇએ અને અમે સુખી રહીએ એ કયા ખુદાએ કહ્યું? તોપણ હું મારા સ્વાર્થને ખાતર કહું છું કે ખુદા હજુ તમારી જીંદગી લાંબી કરે ને હજુ તમારી પાસેથી કંઇને કંઇ નવું શીખી લઇએ......"

તા૦ ૨૪-૧૦-૧૯૪૦. **શેડાબે ફીરોઝ કરાઇ.**



## કવિ અરદેશર ફરામજી ખબરદારનો પ્રશંસા-પત્ર.

—(০)—

"......હું અજબ છું કે તમારી ચોપડીની પહોંચ સ્વીકારનારો મારો પત્ર તમોને કેમ નથી મળ્યો! હું એવો અવિવેકી છું નહીં કે તમારા પત્રને ગ્રંથનો સ્વીકાર હું નહીં કરૂં. મેં બીજે કે ત્રીજેજ દિને ઉત્તર લખ્યો હતો...

.....તમો તો મારાથી પણ આગળના જાણીતાં લખનાર છો. તમારૂં ગુજરાતી પણ બહુધા શુદ્ધ છે. તમારૂં આ બીજું પુસ્તક હું મારા હિંદુ મિત્રોને વાંચવા આપીશ કે તે લોક પણ જોય કે તમે કેવું સારૂં લખો છો. ૭૫ વર્ષની ઉમર છતાં તમારો ઉત્સાહ હજુ જેવો ને તેવો છે. તે કિરતાર તમોને લાંબુ આયુષ્ય આપે ને તનદુરસ્તી ભર્યાં રાખે!

મારી તબિયત ઘણીજ ખરાબ થતી જાય છે ને આ પત્ર પણ સૂતાં સૂતાંજ લખુંછું, હવે ઘણા દહાડા જાયે તેમ લાગતું નથી......"

તા૦ ૨૬-૧૦ ૧૯૪૦.



**" Advocate General's Chambers,**
**High Court.**

"માહરાં મેહરબાન, સદાના દીલસોજ અને લાયકી અને માયાથી ભરપુર બેહનજી ભીખાઇજી.

તમો માહરાં મેહરબાન બેહનના મુબારક હાથનું કા૦ મલ્યું ઘણીજ લાગણીથી અંતકરણ [Sincere] થી દીધેલી દુઆની કદર હું કરૂંછું અને તમારો બે હાથ જોડીને ઉપકાર માનુંછું. તમારી લાગણી હમારે માટે ચીવટ છે, એમ હમે બધાં જણાં હંમેશા માનીએ છે અને તેથીજ હમે તમુને ભુલી શકતાં નથી. હું હમેશાં માનતો આવ્યોછું જે હમુને તમારી ગેરહાજરીથી ખોટ ગઇ છે. ખોદા તમુને સલામત અને તંદરોસ્તી ભરેલાં રાખે અને તમારીબી સઘલી હોંસ બર આવે. જેવી માયા છે તેવી સદા રાખજો."

તા૦ ૯-૧૧-૧૯૪૦. ખરશેદજી એ૦ ફ્રાંબ્સ.



## ખાન બહાદુર ખરશેદજી એ૦ ફ્રાંબ્સંનો પ્રશંસા—પત્ર.



"......અંતઃકરણની ભલી લાગણી અંતઃકરણમાંજ રહે તો સૌથી કીમતી છે.

હવે હું તમારી મહેરબાની, લાયકી, મનશની અને લાગણી માટે તમારો ઘણો ઘણો આભાર માનુંછું.

ખુદા તમોને જો અહીં નહીં તો તે મીનોઇ જગ્યામાં સર્વોપરી સુખ અને અમર શાંતિ: આપી તમોને સરફરાજ કરે! આમીન!"

Advocate General's
Chambers,
High Court-Bombay.
12-11-1940.



"......તમારૂં પુસ્તક "અજલનો ફરેસ્તો" મોકલી આપુંછુંજી. જો કે મને કબુલ કરવું જોઇએ કે એ પુસ્તક મેં આખું વાંચ્યું નથી, છતાં મને એમ લાગે છે કે જેવી મારી મનોવૃતી છે, તેને એ પુસ્તક અતિ ઘણું અનુકુલ આવતુંછેજી. હું બેહદ ખુશી થયોછું કે એ રસીક અને અનુભવ-સિધ્ધ પુસ્તક છપાવવાને તમો નસીબવંત થયાં છો, તે માટે હું પરવરદેગારના શુક્રાનાં કરૂંછું......"

૬-૧૨-૧૯૪૦. નાનાભાઈ ફરામજી માંમાં.



"......હું પોતે પણ એ પળ એવી નિરખી રહીછું કે જે વેળા આપને હું નજરો નજર જોઇ શકું! આપની મિત્રતા મેળવવા હું પોતાને મગરૂર માનુંછું. હવે પછી હું થોડાજ દિવસમાં મુંબઇ આવીશ. અને ત્યારે જરૂરજ પહેલી તકે આપને ત્યાં આવી જઇશજી......

"......આપ આ વયે જે કાર્ય કરી રહ્યાંછો એ આપણી કોમની ખુશનશીબી છે. આપને અંગત મળીશ, ત્યારે આપનું ઉંડું જ્ઞાન હું જરૂરજ જોઇને આનંદ મેળવીશજી.

મારા નાચીઝના દર્શન?—અરે બહેનશ્રી! મ્હારામાં એવું કાંઇએ નથી—અને આપને કૈં તત્વ જણાતું હોય તો તે આપનામાં રહેલ દિવ્ય

અંશને લઇનેજ છે. ભલી વ્યકિતઓને, બીજાંઓ પણ ભલાંજ અને ભણેલાં જણાય છે. આપ ઉદારછો, અને તેથીજ આમ લખોછો.

હું મળું ત્યારે આપના ભાઇ સદ્દગત્ સોહરાબ સબન્ધી પણ કૈંક જાણી લેવાની મ્હારી ઇચ્છાછે......"

૧૦–૧૨–૧૯૪૦. પીલાં મકાતી.



"શ્રી પાક દાદારની મદદ હોજો.

"સદાનાં માનવંતા મહેરબાન મુરંબી માતાજી,
બાઇ બીખાઇજી એલ. પાલમકોટ,

દુવા બંદગી સાથે કાકલુદી ભરી વિનન્તી કે આ સાથે હમારા ગામની નીરાધાર સ્થીતીની ઘણીજ પુરાણી અગ્યારીનો ટુંક હેવાલ અરજ–પત્ર તમો મુરંબી માતાજીની જાણ માટે મોકલ્યોછેજી. તે વાંચી હમો લાચાર અને નીરાધાર અનજુમન જે તમો મુરંબીજીને આધાર આવી પડેલી અગ્યારીને મદદ રૂપ હાથ આપી બેઠી કરી પાક આતશ પાદશાહની સેવા કરવામાં સહાય આપી આભારી કરશોજી. મુરંબી માતાજી, હમો ગામડેના રહીશોને મુંબઇમાં ધનવાનોની ઓલખ–પીછાંન નથીજી અને હમો ગરીબોની વહારે ચઢી હમુને મદદગાર થાવો, તેથી બે હાથ જોડીને તમો મુરંબી માતાજીને વિનન્તી કરીએ છીયે કે હમુને ફંડ ઉઘરાવવામાં તમો મુરંબીજી સહાય આપો......

પેપરમાં લોક–લાગણી સમેત થાય તેવાં દરદ ભરેલાં લખાણો કરાવી ધારમીક વૃતિનાં સખીતજુદોને હમારી અગ્યારીનું ફંડ ભરવાની લાગણી ઉતપન્ન કરાવી આભારી કરશો. મુરંબી માતાજી હું ઑગસ્ટની તા૦ ૧૮–૨૦ મીએ મુંબઇ તમો તરફ જરૂર આવીને તમો મુરંબી માતાજીનાં મુબારક દરશન કરી હમારી કહાણી રૂબરૂમાં કહેવશ. તે જાણીયા પછી તમો જેમ ધ્યાન પુગે તેમ હમોને સાહાય કરી આભારી કરશોજી. માતાજી, તમારી શરણે હમો આવ્યા છીએ માટે તે પાક દાદાર તમારા અંતરમાં હમો ગરીબોની લાગણી ઉપજાવે એમ ઇચ્છુંછું. મુરંબીજી, વાડ વગર વેલો ચઢતો નથી. હમો કોઇને ઓલખતા નથી, માટે તમારે શરણે આવ્યા છીએ તે માટે શરણે આવેલાને

શરણાગત કરી પુણ્ય હાંસલ કરી આભારી કરશોજી. વધૂ વિનન્તી રૂબરૂમાં કરીશજી. ખુદાતાલા તમો મુરંબી માયજીને હમેશાં મદદગાર હોજો, એ ઇચ્છતો દુવાગીર, રંક, તાબેદાર સેવક,

ભેંશાણ.
તા૦ ૩૧-૭-૧૯૩૯.

રૂસ્તમજી માણેકજી પટેલની
ભલી દુવાઓ તમોને આમીન હોજો!'



## ભેસાણ ગામની અગ્યારીનું નિભાવ ફંડ.



ધર્મી ભાઇ રૂસ્તમજી માણેકજી પટેલ, જેવણ ભેસાણ ગામની અગ્યારીનાં ત્રસ્ટી સાહેબોની કારોબારી કમિટીમાં છે, તેમની મુલાકાત અને આગ્રહપૂર્વક અરજ સાંભળી **આતશ રોશન રાખવાની નેમથી** અગ્યારીના નિભાવ ફંડ માટે મેં મારાં સગાં-સ્નેહીઓ, ને શિષ્યોને અને તેઓનાં ભલાં માતપિતાને અરજ કરી રૂ૦ ૧,૩૫૪/- (અંકે રૂપિયા એક હઝાર ત્રણસો ચોપન) ફંડમાં ભરાવી ભાઇ રૂસ્તમજી માણેકજી પટેલને સ્વાધિન કર્યા હતા, જેની પ્હોંચ ભાઇ રૂસ્તમજી મા૦ પટેલે 'જામે જમશેદ' અને 'કયસરે હિન્દ' માં વારંવાર છપાવી હતી.

મુંબઈ.
નવેમ્બર ૧૯૪૦.

ભીખાઇજી લી૦ પાલમકોટ.



# એક ખુલાસો.



આ ત્રણ કવિતા ૧૯૧૦, ૧૯૧૨, અને ૧૯૩૪ માં મે લખી હતી, જો કે હું કંઇ કવિ નથી ને કવિનો દાવો કરતી નથી, પણ ઇશ્વરી પ્રેરણા (inspiration) થી લખાયલી આ નાની, ટૂંકી કવિતા છપાવવાની અગત્યતા ૩૦) વર્ષો સૂધી મને જણાઇ નહિં! ઘણાંઓએ આ વાંચી અને સઘળાંઓએ એક અવાજે છપાવવા મને ચાલુ આગ્રહ કર્યા કર્યો! "યુરોપ્યન કવિઓ એવી કવિતા શું નથી લખી ગયા? અંતઃકરણના ઉભરાઓને અટકાવવા કયો ઇનસાન સામર્થવાન છે? તમારી પછી એનો કોણ ઉપ્યોગ કરશે? છપાવો. હજુર વખત તમારા હાથમાં છે! હવે પછી, ૭૫ વર્ષની ઉમર પછી તમે ૨૫-૩૦ વર્ષો સાંતી રાખીને હવે તમે કોણ જાણે કયારે બીજી ચોપડી છપાવનાર છેવો! આ છેલ્લીજ હોશે!" વિગેરે, વિગેરે. તેથી ઘણાંઓની અરજ ઉપરથી આ નહિં છપાયલી ૩) કવિતા વર્ષો પછી છપાવવાની હિમ્મત કીધીછે!—જો કે ખામીઓથી નિરાળી છે, એમ હું માનતી નથી! ક્ષમા!

ભીખાઇજી લીઃ પાલમકોટ



# "વિનાશ કાળે વિપરીત બુદ્ધિ!"



(૧)

જેનો જેમાં જન્મ નહિં!
તે બરબાદ કરે કાગળ—શાહી!

(૨)

જેનો જેમાં જન્મ નહિં!
તે ફાંફાં મારે અહિંથી તહિં!

(૩)

જેનો જેમાં જન્મ નહિં!
તે ક્યાંથી ખાય ખાંડ ને દહીં?

(૪)

જેનો જેમાં જન્મ નહિં!
તે વ્યર્થ ગયો વખત વહી!

(૫)

જેનો જેમાં જન્મ નહિં!
તે અફડા-તફડી મારે અહિં!

(૬)

જેનો જેમાં જન્મ નહિં !
તેને મળી ન સાચી સહી ! *

(૭)

જેનો જેમાં જન્મ નહિં !
તે જીંદગી સૂધી અભણ રહી !

(૮)

જેનો જેમાં જન્મ નહિં !
તેની મેં આ કહાણી કહી !

૧૯૧૦. ભીખાઈજી લી૦ પાલમકોટ.



* સખી.

# ડૂબી કિસમતની કિસ્તી!



(૧)

ક્યાં છે હેતની હસ્તી?
ક્યાં છે વ્હાલની વસ્તી?

(૨)

તણાઇ ગઇ પ્રિતની કિસ્તી!
પ્રિયાને કીધી ખ્રિસ્તી!

(૩)

કેમ ખમાય એ જાસ્તી? *
જોઇને કિસ્તી ન્હાસતી!

(૪)

દેખાંઇ જાણે પીસ્તી!
રહી ગઇ હાથ ઘસતી!

(૫)

ખેંચી આંખ! ન દીસતી!
આવી ઘરે દોડતી!

* જુલમ.

(૬)

હસ્તી ફેરવઇ થાઇ નીસ્તી!
જુવાની હવે થાઇ જળતી!

(૭)

જીગરમાં લાગી સુસ્તી!
ગમગીન બનીને બેસતી!

(૮)

દિલ—જાનની તૂટી દોસ્તી!
દુશમને કીધી મસ્તી!

(૯)

લાગી જીગરમાં ધાસ્તી!
બચી ગઇ જરામાં ફસ્તી!

(૧૦)

બોલી ખુદા! કરી કસતી!
ચા લી રાહે—રાસ્તી!

(૧૧)

હાય અફસોસ કરી બેસ્તી!
ડૂબી કિસમતની કિસ્તી!

૧૯૧૨. ભીખાઇજી લી૦ પાલમકોટ.



# તરી પ્રેમની કિસ્તી!



(૧)

હંકરાઇ પ્રેમની કિસ્તી!
હરખથી ઊભી ખીસ્તી!

(૨)

ખડકો સાથે અથડાતી!
ચાલી પ્રેમની કિસ્તી!

(૩)

છેડાયો ત્યાં એક ભિસ્તી,*
અફ્રાડઝીક કરી મસ્તી!

(૪)

પણ પ્રેમની પંથરાઇ વસ્તી!
પ્રિયકરને જોઇ હસ્તી!

(૫)

નાખોદા જોઇને કાંતિ!
મળી તેનાં મનને શાંતિ:!

---

* દુશ્મન.

(૬)

દેખાઇ સુંદર સૃષ્ટિ!
જોઇ પવિત્રાઇની મૂર્ત્તિ!

(૭)

જોઇ જીવતી સતી!
દૂર થાઇ સઘળી ભ્રાન્તિ!

(૮)

જાણ્યું તેણી છે સતી!
જીગરથી કીધી ભક્તિ!

(૯)

**મનથી** થયાં એક, માનતી!
**જીગરથી** થયાં એક, જાણતી!

(૧૦)

ડૂબી કિસમતની કિસ્તી!
**(પણ) તરી પ્રેમની કિસ્તી!**

૧૯૩૪. **ભીખાઇજી લી૦ પાલમકોટ.**



**The Late**

**Mr. Erachsha Rustamji Hirjibehedin, J. P.**

Born—28-4-1881. [Died—7-10-1940.



મરહુમ શેઠ એરચશાહ રૂસ્તમજી હીરજીબેહેદીન, જે. પી.

જન્મ—તા૦ ૨૮-૪-૧૮૮૧. [મરણ—તા૦ ૭-૧૦-૧૯૪૦.

# એરચશાહ!

——:o:——

## મારા દિલસોઝ ભાઇ!



તમારા ચહારમની બામદાદે અંતઃકરણમાંથી એક અવાજ સંભળાયો; ઉંઘાવોછ કે? .ઉઠોની! જે ભાઇએ પા સદી સુધી હાથમાં કલમ પકડી તમારે વાસ્તે સારા શબ્દો લખ્યા, તે ભાઇ વાસ્તે તમારી કલમ કેમ હાથમાં પકડતાં નથી?

આ સાંભળી આંખમાં આંસું સાથે ઊઠી! આ કેવી કમનસીબી! ૩૧ વર્ષોમાં ત્રણ ભાઇઓ–લાગણી, દિલસોઝી ધરાવનારાઓ–ચાલી ગયા! નિરાધાર બ્હેનને ગમમાં ગીરફ્તાર કરી પાછળ નાંખી ગયા! કોણ લખે? હું લખું કે ભાઇ એરચશાહ લખે?

છેક ચોથે દહાડે ભાઇના મોત ઉપર મહાતમ અને વિલાપ દર્શાવવા આ કલમ ધ્રૂજાવા લાગી! બલકે નાફરમાન થઇ!

વ્હાલાંઓનો અસહ્ય વિલાપ જાણી હિમ્મત હારી ગઇ! વ્હાલાંઓનાં વિલાપને દોસ્તોનો દિલાસો કદી શાંત કરી શકે છે? શું ઇનસાનનો દિલાસો મરહુમનાં સગાંઓને સધ્યારો આપી શકે છે? મુદ્દલ નહિં! આ મારા અંગત અનુભવ ઉપરથી લખું છું! કોણ લખે? ભાઇઓએ બ્હેનોનાં મોત ઉપર ગમગીની દર્શાવવી જોઇએ, અને નહિં કે બ્હેનો ભાઇઓનાં મોત ઉપર મહાતમ કરે! આ જોઇ કુદરતનો કાયદો જાણે ઉલટાઇ જાય છે! બ્હેનો કેમ ખમે?

ભાઇ એરચશાહ સાથે કંઇ સગપણ નહિં; પણ ચાર દાયકામાં અને મરહુમ વ્હાલા ભાઇ સોરાબના સ્વર્ગવાસ પછી એરચશાહ એક **સગા ભાઇ** પુરવાર થયા!

એરચશાહ ભાઇ! તમારા શ્રેષ્ટ સદ્દગુણો, ભલો ખવાસ, ઉદાર ખાસિયત અને તમારાં ગુણ-લક્ષણ ચિતારવાની તેમજ દુન્યાને દેખાડવાની કોશીશ કરીશ.

જર્નાલીસ્ટોના ઝનુની જંગી જંગમાંથી જગદીશ્વરે પોતાના પાસાંમાં તમોને લઇ લીધા છે! હવે તે યુધ્ધમાં હોમાવાની હું હિમ્મત કરી શકિત નથી! અજલના ફરેસ્તાની ફ-તેહથી તે યુધ્ધનો અંત જલદી આવ્યો! તોપણ મારા અંગત બે-ત્રણ દાખલા શિવાય વધૂ લખવું વ્યર્થ છે! તે દાખલાઓ તમારો નિષ્કપટ, નિશ્વિંત અને અપક્ષપાત ખવાસ પુરવાર કરે છે.

સંસારમાં નિષ્કલંક, આબરૂ-ઇજતમાં આબદાર, એક ખાવિંદ, એક પિતા, એક ભાઇ તરિકે નિર્મળ! એક મિત્ર તરિકે ખાર-વેરથી નિરન્તર નિરાળા!

એરચશાહ! તમારાં મોત ઉપર જો કોઇએબી આંસુંઓનો વરસાદ વરસાવ્યો હોય તો એક વ્હાલી વફાદાર વનિતાએ, પ્રેમાળ દિકરા-દિકરીઓએ, એક વ્હાલા ભાઇએ અને મારા જેવી કમનસીબ બ્હેનોએ! મિત્રો તેમજ વિરૂધીઓએ સેઝડો કરતી વખતે **વાંકા વળીને, પગે લાગીને**, અંતઃકરણથી તમારી મૂગી **માફી ચાહી** છે! એથી વધૂ આપણે શાની આશા રાખ્યે? એટલુંજ સંતોષકારક છે!

મારા જેવી એક કમનસીબ, નિરાધાર બ્હેન આગળ જવાને બદલે પાછળ રહી ગઇ! એ પણ એક કમનસીબીજ સમજુંછું!

પા સદી સૂધી જ્યારેબી તક મળે, ત્યારે હાથમાં કલમ પકડી સાગ શબ્દો લખે, જે મારે મનથી ખજાનો થઇ પડે! તે આશરો-આધાર-હિમ્મત આજે કયાં છે? પણ જો એરચશાહ ભાઇને એક વાત શકમંદ લાગે તો નિશ્ચિંત તેનો નિર્ણય નકકી કર્યા વિના જંપીને બેસે નહિં!

સને ૧૯૨૨ માં એક વેળા ડૉકટર માસીના ઑસ્પીટલના લાભાર્થે મેં એક 'કૉનસર્ટ' કર્યો. તે વેળા મેં જાહેર કર્યું હતું કે દુન્યાના ચાર પ્રસિધ્ધ ડૉકટરોમાં એક ડૉકટર માસીના હતા. તે વિષે અમો બન્ને ભાઇ-બ્હેન વચ્ચે છાપામાં તકરાર ઊભી થઇ! એરચશાહ ભાઇ તો માનેજ નહિં! અને "એન્ટી હમબગ"ના તખલ્લુસ હેઠળ "કયસરે હીન્દ"માં એક નાનું જેવું જંગ

જાગ્યું! અંતે મેં તે પ્રસિધ્ધ ડૉકટરોનો 'પોરટ્રેટ' કે જે ગ્રુપમાં ડૉકટર માસીના બેઠેલા હતા તે, અને તે સાથનો વર્તમાન-પત્ર દેખાડયો, ત્યારેજ એવણની ખાતરી થઇ અને એરચશાહ ભાઇને સાબેત કરી આપ્યું કે હું ખરી હતી! તે જોતાંજ એમણે તો "કયસરે હીન્દ"ના બીજાજ અંકમાં જાહેર કરી દીધું કે 'બ્હેન ભીખાઇજી માટે અમોને ઘણું માન છે અને અમે સઘળા આક્ષેપો પાછા ખેંચી લઇએ છીયે.' આવું નાતું જેવું જંગ જાગ્યું, છતાં તે દિવસથી અમો બન્ને ભાઇ-બ્હેન તરિકે અરસપરસ લાગણી-દિલસોઝીથી છેવટ સૂધી રહ્યાં: અમો બન્નેમાં લેખક તરિકે ખાર-વેર-કપટ-કહેર જેવું હતુંજ નહિં! કોઇનાં તરકટ-તહોમત તેમજ અદેખાઇથી અમારાં મજબૂત મન ઉપર કશી પણ અસર થતી નહિં, પણ અમો બન્ને સદા સચ્ચાઇનીજ તરફેણ ખેંચતાં ને વ્યાજબી ઇનસાફ મળવતાં.

જો મારી વિરૂધ્ધ કોઇ અદેખાઇના આવેશમાં કંઇ બોલે યા લખે તો વાઘના જેવી છલંગ મારી "શરમ છે! શરમ છે!" કરતા કૂદી પડીને ત્રાપ મારી જમીન-દોસ્ત કરી નાખે! જો કોઇ સચ્ચાઇ ઉપર ઢાંકણું દઇ, મારી વિરૂધ્ધ જુઠું બોલે યા છાપે તો મને **ઇનસાફ** આપવા "કયસરે હિન્દ"નાં પાનાંના પાનાં રોકે! જરા પણ ધાસ્તી વગર!

માંદગીને બિછાને (મોતને બિછાને) પડવાની ફકત થોડા દિવસ આગમજ બ્હેન આલાંમાય સાથે એક રવિવારે સાંજે અચાનક મને મળવા આવ્યા! કંઇ કુદરતી બસારત થઇ કે ભીખાઇજીને મળી લેવું! કારણ એવણ જાણતા હતા કે હું બહાર જઇ શકિત નહિં હતી.

આવા એક **સગા ભાઇ જેવા ભાઇ**ની ખોટ ૭૫ મે વર્ષે અતિશ્ય અસહ્ય લાગે છે! ભાઇ સોરાબની જગ્યા ઘણી વેળા એમણે રાખી છે!

મારૂંજ નહિં, પણ હઝારો ઇન્સાનોનું ભલું એમણે કર્યું છે. એમનાં કુટુંબ માટે અને મારે માટે કોઇનીબી દુઆ ફળી નહિં! કેટલું અફસોસ-કારક લાગે છે! ખુદાની મરજી!

તે કિરતાર એમના અમર આત્માને બેહેસ્તમાં શાંતિ: બક્ષે! શાંતિ:! શાંતિ:!

ગમખાર બ્હેન,

**ભીખાઈજી લી. પાલમકોટ.**



# કવિ દાદી એમ. તારાપોરવાળાનું
# ટૂંક જન્મ વૃતાંત.



મરહુમ પ્રખ્યાત કવિ દાદાભાઇનો જન્મ તારાપોરમાં સને ૧૮૬૮ માં તા૦ ૧૪ મી જુનને દિને થયો હતો.

મરહુમ એક બાહોશ લેખક, ગ્રંથકર્ત્તા, વાર્ત્તાનવેશ, અને જન્મથીજ કવિ હતા. કાવ્યની ખુદાઇ બક્ષિસ એવણુ ઉપર થઇ હતી! કલમ સાથેજ જન્મેલા અને કોઇના ગુરૂ નહિં તેમ ચેલા પણ નહિં! લખાણુ કરવાની શકિત બાપ-બપાવાથી ઉતરી આવેલી હતી!

મરહુમ ભાઇ દાદાભાઇ વિષે મારાં છેલ્લાં નાના-મોટા ૭ ગ્રંથોમાં વખાણુ કરવાની ઝાઝી તક મળી નહિં.

મારી સૌથી પ્રથમ ફરજ મરહુમે પાલમકોટ કુટુંબ તરફ ચાલુ ૨૦) વર્ષો સુધી જે ભકિતભાવનો ભાગ ભજવ્યો હતો અને ઉપકાર-આભારનો એક મોટો ડુંગર ઊભો કીધો હતો તેની આભારી જીગરે પિછાન કરવાની આ સોનેરી તક હાથ ધરી એ પરમાર્થી ભાઇ તરફની મારી છેલ્લી ફરજ અદા કરૂંછું.

## ભાઇ દાદાભાઈ અને 'માસિક મજાહ.'

મારા મરહુમ ભાઇ સોરાબનાં 'માસિક મજાહ' નામના ચોપાનિયામાં સને ૧૮૯૦ થી ૧૯૦૪ સુધી અધિપતિ હતા; તોપણુ બીજા પાંચ વર્ષો સુધી એ ચોપાનિયાંમાં, તેમજ નામ ફેરવેલા 'માસિક હિંદી આરીક' માં ૧૯૧૦ નાં જેન્યુઆરી માસ સુધી જે અથાક સેવા (૧૯૦૯ નાં ઓકટોબર માસથી ૧૯૧૦ નાં જેન્યુઆરી સુધી) બીનહાંસલ ભાઇ સોરાબના એક સગા

ભાઇ તરિકે કરી હતી તેની પિછાનમાં એમનું ટૂંક વર્ણન લખી આ નાનો ગ્રંથ

## એમનેજ અર્પણ કરૂંછું.

## દાદાભાઇ અને સોરાબ!

બન્ને જાણે સગા ભાઇઓ હોય તેમ અરસપરસ સ્નેહભાવથી વીસ વર્ષો સૂધી વર્તતા હતા.

## 'માસિક મજાહ'

જે કીર્ત્તિની ઊંચી ટોંચે પોંચ્યુ અને વાંચક-વર્ગમાં જાણીતું ને માનિતું થયું હતું તે આ બન્ને મરહુમ ભાઇઓની કુનેહ-કળા-કારસાજી અને વિદ્વતાથીજ.

ભાઇ દાદીને **'માસિક મજાહ' નામ** અતિ પ્યારૂં હતું, અને જ્યારે ૧૯૦૭ માં એક ભાગ્યો ચોપાનિયામાં બનાવી ભાઇ સોરાબે એ માનિતું નામ ફેરવી 'માસિક હિંદી ગ્રાફીક' રાખ્યું, ત્યારે ઘણુા કચવાયા! મુખ્ય કરીને જ્યારે ભાઇ સોરાબ એ નામ પછી બે વર્ષ ને નવ માસમાં સ્વર્ગવાસ થયા, ત્યારે શોકાતુર જીગરે બળાપો કરી બોલ્યા:—"બાપડો ત્રણ વર્ષબી જોવા જીવવા પામ્યો નહિં. પેલું સબકતું પનોતું નામ 'માસિક મજાહ' ૧૭ વર્ષો સુધી પંકાયું ને પમર્યું! વળી ચોપાનિયામાં અને પોતાનાં 'હેલીના પ્રીન્ટીંગ પ્રેસ' (જેનું મુહુર્ત્ત એવા હાથોએ કરાવ્યું કે જેઓનો જન્મ સાહિત્યમાં હતોજ નહિં!!) એક અભાગ્યા સાથે ભાગ કરીને પોતેબી અભાગ્યો થઇ ગયો!" આવી રીતે દાદાભાઇ બળાપો મારી આગળ વારંવાર કરતા હતા, તોપણુ ભાઇ સોરાબના મરણુ પછીબી ૪ માસ (ઓકટોબર ૧૯૦૯ થી જેન્યુઆરી ૧૯૧૦) સૂધી દુઃખી દિલે, ક-મને, ભાઇ સોરાબનું નામ ચાલુ રહે એવા શુભ હેતુથી બીનહાંસલ લખાણો ચાલુ રાખ્યાં.

૧૯૧૦ થી ચોપાનિયું ને 'પ્રેસ' ભાગ્યાને શરણુ કરવાથી ગમખાર જીગરે લખાણો બંધ કર્યાં!

જ્યાં સૂધી ભાઇ દાદાભાઇની મદદ ચોપાનિયામાં હતી, ત્યાં સૂધી પ્રસિધ્ધી પામ્યું! ૧૮૯૭ નાં 'માસીક હિંદી ગ્રાફીક' ના પૂઠાં ઉપરજ ભાઇ સોરાબે

નીચે પ્રમાણે છપાવ્યું હતું :—"The unique Journal of its kind in India." ૨૦) વર્ષો સૂધી આ બન્ને મરહુમ ભાઇઓ ચોપાનિયાને પ્રકાશમાં લાવ્યા, તેમાં અંગ્રેજી ને ગૂજરાતી લખનારાંઓ, શિખેલાં-ભણેલાં, ડહાપણવાળાં અને અક્કલમંદ સ્ત્રી-પુરૂષોનાં લખાણો, કવિઓ અને ફિલસુફોના વિદ્વતાભર્યા વિચારો સાથે બોધદાયક ને ચાનકરૂપી રૂડે માર્ગે દોરવનારા અને લોકોને જ્ઞાન અને શિખામણ મળે તેવાં શ્રેષ્ટ લખાણો આવતાં હતાં. તેમાં આ બન્ને ભાઇઓ જાત-જાતનાં ને ભાત-ભાતનાં 'પીચર્સ' દાખલ કરતા જેવા કે

## ચિત્રોની ભેટ-પ્રસંગાનુસાર.

ગ્રાફીક ચિત્ર-માળા.

માસિક મિષ્ટાન્ન.

ગ્રાફીક ગુંથણમાળા.

ગ્રાફીક વાજીંત્ર ગાઇડ.

'ઍમબ્રોઇડરી'ના-ભરતકામના નમુનાઓ.

કવિઓ, વિદ્વાનો, ફિલસુફો ને જાહેર સ્ત્રી-પુરૂષોના 'પોરટ્રેટ', તેબી બે-ત્રણ નહિં, પણ ઘણા ચિત્રો દાખલ કરતા. દાખલા તરિકે 'માસિક હિંદી ગ્રાફીક'નાં ૧૯૦૭ નાં પહેલા પુસ્તકના પાંચમાં અંકમાં એક-બે નહિં પણ ૧૫ ચિત્રો આપેલાં જોવામાં આવે છે! જાહેર ખબરો તો પાને પાને નહિં, પણ ઘણી થોડા એ ચોપાનિયામાં જોવામાં આવતી હતી, અને તેથીજ ચોપાનિયાં પાછળ **ઘણો મોટો ખરચ થતો** ને ઘરનું ધન ઘસડાઇ જતું!

ભાઇ સોરાબે કદમાં પણ હાથમાં પકડી શકાય એવું દિલપઝીર બનાવી હઝારો આશા-ઉમેદ મનમાંજ રાખીને ધરખમ પાયા ઉપર મૂકી સ્વર્ગવાસ થયા! તે વેળા એ ચોપાનિયામાં આ બન્ને ભાઇઓ સંભાળ રાખતા કે 'તારી-મારી', નિંદા-નાલેસી, અપશબ્દો, ગાળ-ગલોચ કે ભાંડ-ભાષા કે શ્રાપ દાખલ નહિં થાય, તેમજ અદેખાઇના આવેશમાં આવી પેટના બખાલા કાઢવા, યા વેરની વસુલાત કરી ખાર-વેર-કહેર' કાઢનારાં લખાણો નહિં દાખલ કરવાં.

બન્ને ભાઇઓ, સોરાબ અને દાદાભાઇ, એ ચોપાનિયામાં જાણીતા પ્રખ્યાત પુરૂષોને સ્ત્રીઓનાં 'પોરટ્રેટ' તેમની હૈયાતીમાં ચાલુ આપતા હતા. સ્વર્ગવાસી સ્ત્રી-પુરૂષો તરફ **સભ્યતાથી, માનથી, દિલસોઝીથી** તેઓનાં શ્રેષ્ટ ગુણ-લક્ષણ, તેઓની ભલાઇ અને જગ-જાહેર કારકીર્દીનું વર્ણન કરતા. મરહુમોની ખામી અને ભૂલ માટે વેરની વસુલાત કરવાનું ગુનાહભરેલું અને તેઓ પોતાનો બચાવ કરવા હૈયાત નથી એમ સમજતા હતા! તેઓ કાંઇ સાંભળતા નથી કે જવાબ આપી શકે, ત્યારે શું કામ આપણે એવો ગુનાહ એક જાહેર ચોપાનિયામાં કર્યે એવા તેઓના (આ બન્ને ભાઇઓના) વિચાર હતા.

આવી અઘટીત વર્ત્તણુંક અકકલહીણુ અને દયાહીણુ ઇનસાનોમાં ડહાપણુની કોતાઇ હોવાથી દેખાડી શકે! જીવતાંઓ એવાં નજીસ લખાણુની કયાં દરકાર કરે છે? તેઓ એટલુંજ વિચારે છે કે દુશ્મનો તરફનું એટલે સારૂં, સ્વચ્છ કયાંથીજ હોય? સૂર્ય તરફ ધૂળ ફેંકવાથી તે ધૂળ ફેંકનારની આંખોમાંજ પાછી આવીને પડે છે! એકાદ વાદળી સૂર્યને બે-પાંચ પળ ધાંકી દે, પણુ અંતે તો તેનો તેજસ્વી પ્રકાશ બહાર આવેછેજ!

૨૦) વર્ષો દરમ્યાન ભાઇ દાદાભાઇએ ભાઇ સોરાબની સાથે મળીને

## એક સોસાયટી જનૅલ બનાવ્યું

કે જેમાં અકેકા એવા વિદ્વાન ગ્રહસ્થો, અને આબરૂ-ઇઝતવાળાં સ્ત્રીઓ અને પુરૂષોનાં લખાણો આવતાં કે જેઓનાં નામની ટીપ અને લખાણોની ટીપ લખવા બેસું તો આ પુસ્તકનાં પાના ને પાન ભરાય! એટલી બધી મેહેનત-જેહેમત-સેવા-મદદ મરહુમ ભાઇ દાદાભાઇએ ભાઇ સોરાબને 'માસિક મજાહ' ને 'માસિક હિંદી આરીક' માટે આપી છે! એમના વખતમાં એક પણુ ચોપાનિયાનો અંક કવિતા વગર બહાર પડતો નહિં હતો. **જન્મથીજ કવિ** એટલે સેંકડો નહિં પણુ હઝારો કાવ્યો ચિત્રી કાઢતા. ભાઇ સોરાબનાં આવા એક ગુણુવંતા, વિશ્વાસુ અને વફાદાર મિત્રની નોંધ લેતાં ખચીતજ માફ થઇ શકે એવી મગરૂરી ઉત્પન્ન થાય છે! પોતાનું ઊંચું વીકાજી મેહરજી તરફનું ખાનદાન, શ્રેષ્ટ ગુણુ-લક્ષણુ અને મરહુમ ભાઇ સોરાબ તરફ એવો અખંડ પ્રેમ એક સગા ભાઇ જેવો દેખાડયો છે!

હવે, એ ચોપાનિયાને બાજુ મુકતાં એ મરહુમ ભાઇ વિષે બે બોલ લખીશ :

એમના બપાવા શેઠ વીકાજી મેહરજીના પ્રખ્યાત ખાનદાનમાં એક નામાંકિત પુરૂષ થઇને તારાપોર કસબામાં એક હાકમ જેવા હતા, તે ઉપરાંત તારાપોર અને આસપાસના ગામોના ઇનસાફ તેવણ પોતાના ઘેર ચુકવતા હતા. વળી તારાપોરની જરથોસ્તી અનજુમનના એક અકાબર હતા. તેવણના બેટા (કવિ દાદાભાઇના પિતાજી) શેઠ એદલજી પણ એક વિદ્વાન ગ્રહસ્થ હતા. તેવણ ૭ ભાષાઓમાં પ્રવીણ હતા; અને ૪) ભાષાઓ, ફારસી, ગૂજરાતી, મરાઠી અને અંગ્રેજીનો એક ભેગો **શબ્દ કોષ** તેમણે લખવા માંડયો હતો. તેમાં ૧૧૬૯૮) શબ્દો લખાયા પછી તેવણ સ્વર્ગવાસ થવાથી વડા દિકરા મી૦ કાવસશાહે તેમાં બીજા ૨૦૨૬) શબ્દો ઉમેરી ધંધાની રોકાણને લીધે એ શબ્દ-કોષ અધુરોજ રાખ્યો!

એવા વિદ્વાન બાપ-બપાવાના વિદ્વાન અને કવિ દિકરા દાદાભાઇ ૪૬ વર્ષની ભર જવાન વયે સને ૧૯૧૪ માં આ દોરંગી દુનિયા છોડી બેહેસ્તની શાંતિ પસાર કરવા ગયા—જાણે મરહુમ ભાઇ સોરાબની પાસે ગયા-મળવા ગયા!

## દાદાભાઇ એક કવિ અને લેખક.

૧૦) વર્ષની નાની વયે એક કવિતા 'ઇશ્વર સ્તુતિ' લખી હતી જે ગૂજરાતના મહાન કવિ દલપતરામે ઘણી વખાણી હતી.

૧૨) વર્ષની ઉમરે એક લેખક અને કવિ તરિકે ૧૮૮૦ માં એમણે જાહેર દેખાવ દીધો હતો.

મુંબઇ અને દેશાવરના સઘળાં ચોપાનિયાઓ અને જાહેર વર્તમાન-પત્રોમાં એમનાં સેંકડો લખાણો અને હઝારો કાવ્યો આજ સુધી પ્રગટ થતાં આવ્યાં છે. કાવ્યમાં તો ખરી ખુદાઇ બક્ષેસ હોવાથી એમણે વિખ્યાતી મેળવી હતી.

મરહુમ ભાઇને એક રેસાલો લખવા રૂ. ૩૦૦) નું ઇનામ પશુ-હક-રક્ષક માટે મળ્યું હતું. વળી સને ૧૮૯૭ માં 'જ્ઞાન ચક્ર' નાં ૧ લા ભાગનું

બીજું ખાસ રૂ. ૧૫૦) નું ઇનામ જીતી ગયા હતા, અને 'જામે જમશેદ' પત્ર મારફતે 'પારસી ગરીબાઇ' ઉપર લખાવવામાં આવેલા એક રેસાલાનું રૂ. ૧૦૦) નું ઇનામ ૨૯ ઉમેદવારોમાંથી મેળવવા ભાગ્યશાળી થયા હતા.

સને ૧૯૦૬ ના જામે જમશેદના પતેતી અંકમાં "સાત પારસી શાયરો' નું સપ્તક તેમની તસ્વીરો સાથે આપવામાં આવ્યું હતું, તેમાં કવિ તારાપોરવાળા પણ એક હતા. તે વિષે 'જામે' માં એક ફકરો નીચે પ્રમાણે લખવામાં આવ્યો હતો:—"પારસી શાયરોનું સપ્તક આજે અમોએ અમારા વાંચનારાંઓની સેવામાં રજુ કીધું છે, તેમાં કોઇને પણ ગેરઇનસાફ કર્યા વિના અમે મત ઓચરીશું કે ત્રણજ નામ આપણી નજરે પડે છે કે જેઓએ પીંગળ શાસ્ત્રના કાયદાનુસાર કવિતા રચી બીજા સાહેબો ઉપર સરસાઇ મેળવી છે. એ ત્રણ કવિઓ

મી૦ બેહેરામજી મલબારી

મી૦ દાદી તારાપોરવાળા અને

મી૦ અરદેશર ખબરદાર

છે. મી૦ મલબારી પારસી કોમમાં પીંગળના કાયદાઓની રૂહે કવિતા કરનારા પેહલા કવિ છે, જેમની પછી મી૦ તારાપોરવાળા બીજા, અને મી૦ ખબરદાર ત્રીજા છે."

કવિશ્વર દલપતરામ ડાહ્યાભાઇએ પોતાના મૃત્યુની ત્રણજ માસ આગમજ કવિ તારાપોરવાળા ઉપર વગર માંગવે નીચલી સર્ટીફીકેટ મોકલી આપી હતી:—

"મારા વિદ્વાન મિત્ર રા૦ દાદાભાઇ એદલજી તારાપુરવાળા તે 'માસીક મજાહ' નાં મંત્રીને હું વરસોથી ઓળખું છું. એમનું પિંગળ સંબંધી જ્ઞાન અતિ પ્રૌઢય છે. **એ એો પારસી જ્ઞાતિના છતાં એક હિંદુને શરમાવે એવું સરળ અને શુધ લખી શકે છે.** મારા ઘણા પારસી મિત્રો છે, પણ કવિ તારાપોરવાળાએ મારો જેવો ચાહ ખેંચ્યો છે એવો કોઇએ ખેંચ્યો નથી. કારણ કે એઓ ઘણા સનેહાભિલાષિ છે. કાવ્યશાસ્ત્રનુ એમનું જ્ઞાન જોઇ હું અજબ થયોછું. એમની કવિતામાં ભિન્ન ભિન્ન કાવ્યાલંકારો ડગલે ડગલે જડે છે. ચિત્ર દરશક કાવ્ય રચવામાં કવિ દાદાભાઇ પારસી કોમમાં પહેલાજ છે એમ વિશવાશથી માનુંછું. કાવ્યની કદર બુજનારા નૃપતિઓ માટે આ

પારસી કવિ એક રત્ન રૂપ છે. વીકાજી મહેરજીનાં વિખ્યાત ખાનદાનનું કવિ ઉંચ કુલ ધરાવે છે, અને ન્હાની વયમાં મોટી કીર્ત્તિ મેળવેલી હોવાથી ગુર્જર કવિ મંડળમાં એક સારા કવિની પદ્વિએ પુગ્યા છે. એમણે રચેલી કવિતાઓ મેં પુસ્કળ વાંચી છે અને વાંચીને વખાણી છે. કાવ્ય વિષયનું એમનું જ્ઞાન ઘણું સારૂં છે. એમની કવિતાઓમાં નીતિનું તત્વ મેં વિશેષ અનુભવેલું હોવાથી ઉત્તમ અરવાચીન કવિ વર્ગમાં એમને હું મોટા ધન્યવાદ સાથે મુકુછું.

વડતાલ, તા૦ ૧ જાનેવારી ૧૮૯૮.

**દલપતરામ ડાહ્યાભાઈ.**

## કવિ તારાપોરવાળા વિષે કવિશ્વર દલપતરામની કવિતા.

"કવિ તારાપોરવાલાએ ઇ૦ સ૦ ૧૮૯૪ માં પોતાના નામાંકિત વડીલોની પોતે રચેલી "તારાપોરવાળા વીકાજી મેહેરજીનાં ખાનદાનની તવારીખ"ની એક પ્રત કવિશવર દલપતરામ ડાહ્યાભાઇ ઉપર ભેટ મોકલી હતી, કારણ કે મરહુમ સરદાર શેઠ વીકાજી મેહેરજી વિષે કવિશવરે ઘણા વર્ષો ઉપર રચેલી એક ગરબી ઉપલી તવારીખમાં દાખલ કરેલી હોવાથી તે ઉપર કવિશ્વરનો હક પીછાનવામાં આવ્યો હતો. મજકુર ગ્રંથ વાંચીને કવિ દલપતરામ એટલા ખુશ થયા કે એક અભિપ્રાય પત્ર મોકલવા ઉપરાંત તેની જોડે ખુદ મી૦ તારાપોરવાલાની વખાણમાં એક નાની કવિતા રચી મોકલી હતી જે, એમની શરમાલ વૃતીને લીધે આજ સુધી અપ્રસિદ્ધ હતી, પણ અમારી જાણમાં આવતાં તે એમની કનેથી કાંઇક પ્રયાસે મેલવીને અત્રે અમો રજુ કરીયે છીએ."

૩૧-૫-૧૯૦૭ **(અધિપતિ—માસિક હિંદી આફ્રીક.)**

### દોહરા.

વંશ વિકાજી મેરજી, વિશ્વ વિષે વિખ્યાત;
તે ઉંત્તમ કુળ ઉપજી, રણ કીધું રળિયાત.
ચોવિસના વૈશાખમાં, વદ સાતમને સ્થાન;
કવિતા કરવા કુદરતી, જન્મ્યો કવિ 'દિલજાન'.

વસુ ખટ વસુ મુનિ માસ મે, ગુણવંતો ગુરૂવાર;
તારાપુર તટ તન ધર્યું, તારિખ દશ પર ચાર.
એદલજી હીરજી તણો, સુત શાણો તું એક;
વહાલી મા વીરબાઇજી, વીવેકવંતી નેક.
કાયા દીધી કાવ્યને, કાવ્ય વિના નહિ કોડ;
વીર વીકાજી વંશમાં જડે ન તારી જોડ.
પરાક્રમી નર પારસી, ભલાઇ ઉર ભરપૂર;
વય થાતાં દશ વર્ષની, પ્રકટયું કવિત્વ પૂર.
રચી ઘણેરા ગ્રંથ તું, વખણાયો વિદ્વાન;
સાક્ષર વર્ગે શોભિયો, મંડળમાં લઇ માન.
ઉત્તમ કુળથી ઊપજી, ઉત્તમ કીધાં કામ;
ઉત્તમ તુજ ઉદ્યોગથી ઉત્તમ લીધું નામ.
વડવા તુજ વિખ્યાતનો અમર કર્યો ઇતિહાસ;
વળી અમર પંડે થયો, કાવ્ય કળામાં ખાસ.
મમ શિષ્યો હિંદુ ઘણા, પારસિ તેમાં એક;
દાદી દોસ્ત ગણું તને, વિધવિધ જોઇ વિવેક.
છટાદાર લેખો લખી, 'માસિક'*માં વખણાય;
દેખી દલપતરામનું, હૈયું બહુ હરખાય.

આવા એક કવિ અને વિદ્વાન લેખકની ભાઇ સોરાબ પછી માત્ર ૪) વર્ષોમાંજ ખોટ ખમવી પડી!

૩૧) વર્ષોમાં ત્રણ સાચા, દિલસોઝ, અને સગા ભાઇઓ જેવા લાગણી-વાળા લેખક ભાઇઓ ખોયા! એજ એક મારી કમનસીબીછે! એ ત્રણ ભાઇઓ

**સોરાબ લી. પાલમકોટ,**

**કવિ દાદી એ. તારાપોરવાળા,**

**મરહુમ ભાઇ એરચશાહ રૂ. હીરજીબેહેદીન**

ને બિલોરનું બેહેસ્ત બક્ષાયશગર બક્ષે! શાંતિ:!



---

* 'માસિક મજાહ'.

# પારસી બાનુંઓ મ્યુઝીક શીખ્યા પછી છોડી કાંય દેછે?



પારસી છોકરાઓ કે પુરૂષો કંઇ મ્યુઝિક શીખતા નથી, તે બિચારાઓ વિધ્યા અભ્યાસ, ધંધો-રોજગાર, વેપાર, નોકરી-ચાકરીમાં એટલા ગુંતાઇ ગયલા કે મ્યુઝિક જેવા ખુદાઇ હુન્નરનો ખ્યાલ કરવામાં વખત તો કયાંથી મેળવે? એટલે એ ઊંચો હુન્નર નાજુક પારસી બાનુંઓનેજ ફાલે આવ્યો છે! એટલે હું પારસી બાનુંઓ માટેજ લખીશ.

ખરૂં છે કે પશ્ચીમ તરફનો મ્યુઝિકનો પ્રસાર વિશેષ પ્રમાણમાં પારસી બાનુંઓમાં થતો જાય છે. ઘણાંઓને પોતાની ગુંજાશ નહિં હોય, તોપણ આ ખરચાળુ પણ ખુદાઇ હુન્નરનો થોડો ઘણો પણ ખ્યાલ લેવાનો શોખ હોય છે. ઘણાં મા-બાપોને પોતાનાં બચ્ચાંની વળણ આ હુન્નર તરફ હોય કે નહિં હોય, તોપણ એક યા બીજા કારણે (ઘણું કરીને પરણાવવાની મતલબ કાજે!) મ્યુઝિક શીખવવાની હોંશ હોય છે, અને તેથી તેઓ પૈસા ખરચે છે. તેમ વળી ઘણાં એવાં મા-બાપો હોય છે કે જેઓ પૈસા ખરચવામાં આનાકાની બલકે બખીલાઇ કરે છે, અને વિશેષ કરીને આવાં મા-બાપો, કે જેઓનાં બચ્ચાં આ ખુદાઇ હુન્નરની કુદરતી બક્ષિશ ધરાવનારાં હોય છે, તેજ વખતે આપણે તેઓને તકલીદી મોજ-મઝા, રમત-ગમત, ને ખાણી-પીણી, તંદરોસ્તીના ઓઠાં હેઠળ દરિયાની અને જમીનની સેહેલગાહ, ભપકાદાર છેલ્લાંમાં છેલ્લી ફૅશનનાં પોષાકો, ૧૫, અને ૨૫ રૂપિઆનાં બુટ અને હીરા-મોતીના દાગીના પાછળ પૈસા ખરચવાના હાય-સોસારા કરતાં નથી. તેઓને મેં ઉપર વર્ણવેલી સઘળી મોજ-મઝા પાછળ વખત અને પૈસાની બરબાદી કરતાં જોઇએ છિયે, ત્યારેજ મને અચરતી લાગે છે ને અફસોસ છુટેછે! મોજ-મઝાના શોખને તેઓ દાબી દઇ શકતાં નથી, ભપકાદાર પોશાકનાં અજખરાને અટકાવી શકતાં નથી, ત્યારે તેજ વખતે આપણે તેઓને સંગીતનું જ્ઞાન મેળવવા આળસાઇ અને બખીલાઇ કરતાં જોઇએ છિયે, ઘણે મોટે ભાગે પારસી બાનુંઓની રગડાઇને મેહેનત કરવાની વળણ ઓછી થતી જાય છે. તેઓ

શિખવા માંગતાં નથી, પણ કંઇ નજીવું, રમત-ગમતનું, ઉપર-ટપકેનું, ઉતાવળમાં ને થોડા વખતમાં આવડી જાય તેવું, સેહજ જ્ઞાન મેળવવાનું સાંધણુ ગણીને શિખવા માંગે છે! પ્રથમ તો તેઓ 'ધમ ધમ' વગાડી જવાનીજ હોંશ ધરાવે છે! અને તેથીજ તેઓ ૪–૫ વર્ષોમાં અધુરૂં શિખીને છોડી દેછે! તેઓ પોતે અને મા-બાપો સમજે છે કે 'પુરતું જ્ઞાન મલ્યું' અને કેટલાક દાખલાઓમાં તો એવી અધુરી કેળવણીનાં ઘણાં અકારાં પરિણામો નિપજે છે. તેઓ પોતાને 'આર્ટિસ્ટ' અને 'મ્યુઝિસ્યન' સમજે છે, અને તેઓને ઘરનાં ખાલી બડાઇ અને ખોટી વડાઇથી ફુલી જાયછે!

મ્યુઝિક જેવા એક નાદર હુન્નરને આવું નજીવું સાંધણુ ગણવાથીજ તેઓ ૪–૫ વર્ષો થોડું શિખીને અધુરૂં છોડી દેછે અને તે જરા-રતી શિખેલું પણ જો તેઓ 'પ્રેકટીસ'માં ચાલુ હાથે રાખતાં નથી, તો જર-જોર ખરચીને શિખેલું સઘળું પાણીમાં જાયછે!

મને ઘણી વેળા સવાલ પૂછવામાં આવે છે કે પારસી બાનુઓ

## મ્યુઝિક શિખીને છોડી દેછે

તેનું શું કારણ? તેનો હું જવાબ આપીશ, પણ ઘણાંને ગળે તે ઉતરવો મુશ્કેલ છે! મેં સેંકડો એવા બનાવો બનતાં જોયા છે કે પારસી બાનુંઓ થોડું ઘણું શિખ્યા પછી એમ ધારેછે યા તેઓનાં મા-બાપો એમ વિચારે છે કે 'બસ એટલું પુરતું છે.' **બીજું** કારણ, વખતની કોતાઇનું ખોટું બાહણું હોય છે, **ત્રીજું**, પૈસા ખરચવાની આનાકાની અને **ચોથું**, પરણેલી જીંદગીની કેહવાતી જંજાળ! આ ચાર કારણોમાંથી એકમાં પણ વજુદ કે દલીલ હોય તેમ મને દીસ્તું નથી, અને તેથીજ ૪–૫ વર્ષો સૂધી ખરચેલા પૈસા અને મેહેનત પાણીમાં જાય તો તેની ઉપર અફસોસ કરવાને બદલે તેઓએ પોતેજ પોતાનો ઉપકાર માનવાનો છે.

પરણ્યા પછી પારસી સ્ત્રીઓમાં મ્યુઝિકનો આગળો શોખ કમી થાયછે, તેનાં બે કારણો તેઓ બતાવે છે. એક તો ઘર-બહારની જંજાળ, બીજું, તો વખતના વાખા, પણ હું કહીશ કે જો તેઓમાં કુદરતી ખુદા તરફથી

મ્યુઝિકની બક્ષિસ થયલી હોય, તો બાર કલાકમાંથી એક કલાક પણું ફાજલ પાડી પોતાના અભ્યાસમાં આગળ વધારો કરી શકે, બલકે ચાલુ રાખે, બધી બાબતમાં અંગ્રેજોની નકલ થાય છે તો કાંય નહિં એ બાબતમાં થાય? પરણેલાં પારસી બાનુઓને રમત-ગમત, મોજ-મઝાહ અને સેહેલગાહનો વખત કયાંથી મળે છે? શું તેઓ બારે-બાર કલાક ધણીની અને છોકરાંની અને ઘરબારની જંજાળ કર્યાજ કરેછે? અહિં કુદરતી બક્ષિસની ગેરહાજરી સાબુત જણાઇ આવે છે! જો તેઓમાં કુદરતી શોખ હોય તો માંદગીને બિછાનેથી ઉઠીને પણ મ્યુઝિક કરી શકે. આખા દહાડાની ઘરની અને ધણી છોકરાંની જંજાળ પછી કલાક બે કલાક જો તેઓ મ્યુઝિકની મઝા ચાખે તો તેઓનાં જીગરમાં પજરતો મ્યુઝિકનો આતશ તન અને મન ઉપર પવિત્ર પ્રકાશ ફેંકે.

## પારસી બાનુંઓની આ ખામી

ઘણી ખેદયુકત છે, આ ખામી બીજાંઓમાં જોયા પછી ઘણાં પારસી મા-બાપો આવા દાખલાઓ આગળ ધરીને પોતાનાં બચ્ચાંઓને મ્યુઝિક શિખવવાના અખાડા કરે છે ને જેઓ થોડું ઉપર-ટપકેતું શિખવે છે તે ફકત તેઓનો જ્યાં સુધી ઉઠાવ થાય ત્યાં સૂધી ખેંચે છે, કારણ તેઓ સમજે છે કે પરણ્યા પછી બધું પાણીમાં!! પણ શા માટે તેમ થવું જોઇએ?

## એક ખુદાઇ હુન્નરના ખુદાઈ ખયાલથીજ

અભ્યાસ કરવો જોઇએ, અને ખુદાની બંદગીનો એક ચાલુ ભાગ ગણવો જોઇએ, કે જે અભ્યાસમાં મશગુલ થતાં દરેક દુષ્ટ ખ્યાલ દૂર થાય, સઘળી જંજાળ અને કષ્ટ કમી થાય, ખુશ ખ્યાલમાં તન-મન લીન થવા ઉપરાંત આસપાસનાં બીજાંઓને આનંદ આપી શકે, અને ઘરને વાજતું-ગાજતું એક પરણેલી બાનું કે કુંવારી સ્ત્રી બનાવી શકે.

જ્યારે આજ-કાલ બધી બાબતમાં અંગ્રેજોની નકલ થાય છે, તો મ્યુઝિકમાં પણ તેઓથી બોધ લેવો ઘટારત છે. એક યુરોપ્યન બાનું પરણ્યા પછી મ્યુઝિકમાં વધૂ આગળ વધવાની હોંશ ધરાવે છે. શું યુરોપ્યન બાનુંઓને ઘરની કે ધણી-છોકરાંની જંજાળ નથી હોતી? એક યુરોપ્યન બાનું પોતાના

ઘરને મ્યુઝિકથી 'વાજતું-ગાજતું' બનાવે છે, ત્યારે એક પારસી બાનું મ્યુઝિક જાણવા છતાં પોતાનાં ઘરને સુનું-વેરાન કરવા તૈયાર થાય છે! હું ફરીથી કહુંછું કે કુદરતી બક્ષિસની ગેરહાજરીને લીધેજ તેમ થાય છે. જો મ્યુઝિકનો આતશ કુદરતી તેઓના જીગરમાં ચાલુ સળગતો હોય તો તેની ઝળકતી રોશનીનો પવિત્ર પ્રકાશ આખાં ઘરમાં પથરાય. ઘણુંઓનાં જીગરમાં તેનું કુદરતી પજરણુ હશે, પણ ઘણી વેળા આળસાઇ અને પૈસાની બખીલાઇથી તે બુઝાઇ ગયું હશે!

કયસરે હિન્દ. ભીખાઇજી લી૦ પાલમકોટ.
૩-૧-૧૯૧૫.



## પારસી સ્ત્રીઓ અને છોકરીઓ મ્યુઝિક કાંય છોડી દેછે?



પારસી બાનુંઓ મ્યુઝિક શિખ્યા પછી છોડી કાંય દેછે; તે બાબત ઉપર મને અનુંભવ હોવાથી મેં નુકતેચીની કરી હતી.

કેટલાક દાખલાઓમાં ઘણા મતલબી સબબો કાજે, બચ્ચાંઓને મ્યુઝિકમાં ઉ-તેજન મળતું નથી. તેથી કુટુંબી કંકાશ, અને અંગત અંતસનાં તે બાપડાંઓ ભોગ થઇ પડે છે! અને તેથી મ્યુઝિક શિખનારાંઓની ભવિષ્યની ઊચી આશા અને ઉમેદો સદાની ભ્રષ્ટ થઇ છે, અને થાય છે. પોતાની અદેખાઇની આગ હોલવવા માટે તેઓ મ્યુઝિક શિખનારાંઓની નિંદા કરેછે, 'મ્યુઝિક તરફ વળણ નથી,' 'કલાકના કલાક પ્રેકટીસ કરી માંથું-ભેજું ખાઇ જાય છે,' એવાં તોહમતો અને જુઠ્ઠા તાણાજાની ભર્યા શબ્દોથી શિખનારાંઓ ઘણી વેળા મૂંગે મોંહડે એવાં ખોટાં બોહતાણો ગૂપચૂપ સહન કરેછે; પણ નિંદાખોરોને શુધ્ધ કે ભાન કે જ્ઞાન નથી કે મોટા મોટા મ્યુઝિશ્યનો અને 'આર્ટીસ્ટો' દિવસનાં આઠ કલાક આસાનીથી 'પ્રેકટીસ' કરેછે, જ્યારે બાપડી પારસી બાનુંઓ ત્રણથી ચાર કલાક 'પ્રેકટીસ' કરે છે તો ઠોઠમાં ખપે છે ને ઘેરે ઘેર ને મંડળે મંડળ વગોવાય છે! નિંદાખોર આસામીઓની મ્યુઝિક

સંબંધી કમ સમજતુંજ આ કમનસીબ પરિણામ છે! જેનાં તળિયાંમાં આપણને અદેખાઇતું તત્વ વિશેષ માલૂમ પડેછે. જેઓ મ્યુઝિકથી નાસિપાસ થયાં છે, તેઓજ આવું ગુલ્લઆન ઉરાડે છે અને તેઓ પોતાની તે ખોડ-ખામીઓ ઉપર ઢાંકણું વાળવાને કાજે મ્યુઝિકનાં કેવાંક શોખીન હોય તેવું ડોળ દેખાડવા દુન્યાને છેતરે છે. જો તેઓમાં ખરેખર આ ખુદાઇ હુન્નરની બક્ષિસ હોય તો તેઓ પોતાના ઘરનાંઓનાં મ્યુઝિકનાં અભ્યાસ વાસ્તે બહાર નિંદા કરીને ચાલુ સતાવણી અને કંકાસથી અટકાવ નાંખતાં લજવાય!! અને કેટલાંક અદેખાઇના અવતારો તો એટલી બધી હદ ઓળંગી જાયછે, કે ઘરનાંઓનાં મ્યુઝિકનો અભ્યાસ બંધ કરાવવાનાં ફાંફાંમાં જ્યારે નિષફળ થાય છે, ત્યારે તેઓનાં શિક્ષકોની બદગોઇ કરતાં પણ શરમાતાં નથી!

વળી કેટલાંક દૂર રેહતાં સગાં-વ્હાલાંઓ પણ પોતાની સગવડભરી મતલબ સાચવવા અને રખેને પોતાની દિકરીઓ મ્યુઝિકમાં પાછળ રહી જાય અને તારીફનાં બાંકાં નહિં ફુંકાય તેની ચિંતામાં બીજાંઓની ઉલટ અને ઉત્સાહને તોડી પાડવા તૈયાર થાય છે! તે એટલા સુધી કે, 'માય, તું જોતી નહિં? મ્યુઝિક તરફ એની વળણ નથી તે? બે વર્ષ થયાં શિખેછ ને હજુ જાહેરમાં કે કોઇની આગળ તો વજાવતી નથી. નકામો કાંય પૈસો વેરેછ? તેના કરતાં એટલા એકઠા કર કે કામ આવે." સોસાયટીમાં ફરનારાં બાઇ સાહેબો બીહીને ઉપલું બોલેછે કે જેથી ફકત તેઓનીજ દિકરીઓ હુશિયાર છે એવું પુરવાર થાય! આવી રીતે પણ ઘણાંઓએ ના હિમ્મત થઇને પોતાનાં બચ્ચાંઓનું મ્યુઝિક છોડાવી દીધું છે, પણ બાતેનમાં કુટુંબી મૂંગી અદેખાઇનો ખ્યાલ નથી કીધો, તેઓ મ્યુઝિક જેવો એક ખુદાઇ હુન્નર બે અને ચાર વર્ષમાં શિખીને 'મ્યુઝિશ્યન' અને 'આર્ટીસ્ટ' થવાનો અભખરો રાખેં છે અને માને છે! આવા બેવકુફાઇભર્યા અને બેહુદા વિચારો એવાં આસામીઓ જાહેર કરે છે કે જેઓ મ્યુઝિકનો ઉંડાણથી અભ્યાસ કરવામાં કમનસીબ હોય છે, અને તેથી પણ ઘણી વેળા મ્યુઝિક શિખનારાંઓનું ભવિષ્ય શિહા થયું છે! અને છેવટે જરૂરી ઉત્તેજનની ગેર-હાજરીમાં તેઓએ મ્યુઝિક છોડી દીધું છે! આ મારા અંગત અનુભવથી લખુંછું.

કયસરે હિન્દ.
તા૦ ૧૭-૧-૧૯૧૫.

ભીખાઇજી લી૦ પાલમકોટ.

# પારસીઓ અને મ્યુઝિક શિક્ષકો.



આપણા નામદાર હાકમ લૉર્ડ વિલીંગડનનાં ગૌહરરૂપી શબ્દો, મગરૂરીમાં ગરક થયલાં કેટલાંક પારસી નર-નારીઓને પોતાના જીગરમાં કોતરી રાખવા માટે નીચે ટપકાવું છું; કે જે શબ્દો તે નામદારે ગાંધર્વ મહા-વિદ્યાલયની નવી ઇમારત ખુલ્લી મેળવાની ક્રિયા વેળા ભાષણ કરતાં, પૂર્વ અને પશ્ચિમનાં મ્યુઝિકની સરખામણી કરતાં અહિંના લોકોને પશ્ચિમનાં મ્યુઝિક અને મ્યુઝિશ્યનો તેમજ મ્યુઝિક શિક્ષકોનો કંઇક ખ્યાલ આપવા અર્થે કહ્યું હતું.

"પશ્ચિમનાં મુલકમાં મ્યુઝિકની જબરી ખિલવણી અત્યાર આગમજ થઇ છે, અને ચુનંદા મ્યુઝિક માસ્તરો બહાર પડયા છે. જાણીતા શહેરીઓ તેમાં ઉલટ લેછે અને મ્યુઝિકના ધંધાને ઘણો ઉંચો ગણવામાં આવે છે; એટલુંજ નહિં પણ પુરતા માનની નજરે જોવામાં આવે છે. પશ્ચિમમાં મ્યુઝિક લખનારાંઓની દરેક કદર બુજવામાં આવે છે, અને મ્યુઝિકનાં શિક્ષકો ઘણી ચઢતી પંક્તિ ભોગવે છે."

કોઇ-કોઇ-વેળા શિક્ષકો સાથની અંગત અંતસ અને દુશ્મનાઇને લીધે તેઓ ઉપર વેર લેવાની મકસદ બાતેનમાં સમાયલી હોવાથી, ઘણી વેળા બાપડાં શિષ્યો તેના ભોગ થઇ પડે છે, અને તેથી પણ શિખનારાંઓનાં મ્યુઝિકમાં ખલલ થાય છે. શિષ્યો અને મા-બાપો બાતેનની છૂપી વેર લેવાની નેમથી અંજાણ્યાં હોય છે અને ભોલાપણામાં યા ફરજ્યાત દોરવાઇ જઇને માને છે, પણ નુકશાન જે થાય છે, તે શિક્ષકોને નહિં પણ શિખનારાં-ઓને થાય છે. શિક્ષકોને તો એક જતાં બીજાં બે શિષ્યો મળે છે, પણ શિખનારાંઓનાં અભ્યાસમાં તેમજ તેઓની ભવિષ્યની કારકીર્દીમાં જે ગંભીર ખલલ અને નુકશાન થાય છે તેનો બદલો તો કદી પણ મળતો કે વળતો નથીજ. એવા મેં ઘણા દાખલા જોયા છે, કે જેમાં બાપડાં નિર્દોષ શિષ્યોજ ભોગ થઇ પડયાં છે!!

પારસી મા-બાપોને મારી સુચના છે, કે જ્યારે પણ બીજાં અલક્ષ્તુઓ અને પરવારતાં પતરાજીખોરો પોતાનો પટપટારો વગર સમજવે, પોતાની ચોક્કસ મતલબ સાચવવા, મ્યુઝિકની બાબદમાં કરે, ત્યારે શાંત મને ગંભીરાઇથી વિચાર કરવાનો થોડો વખત લઇને, પેલા કહેવાતાં ખેરખાહોની મતલબ શોધી કાઢવાની કોશેષ કરવી, અને મ્યુઝિક જાણુનારાંઓનો મત પૂછવો, કે જેથી ખોટા ફતવાઓ અને ભોપાલાં ઉંધાડા પડે, એટલુંજ નહિં, પણ પોતાનાં નિર્દોષ બચ્ચાંઓની કેળવણીમાં અને તેઓના અભ્યાસમાં અટકાવ પડે નહિં.

ઘણીક વેળા શિક્ષકોની ચાલુ ફેરબદલી કરવાથી પણ શિખનારાંઓએ કંટાળીને છોડી દીધુંછે. મા-બાપોની ધીરજ ખુટી જવાથી આવું માઠું પરિણાંમ આવેછે. એક સારા શિક્ષકના હાથમાં સોંપ્યા પછી, મા-બાપો પોતાના મિત્રો, સગાં-વ્હાલાંઓ અને મુલાકાતે આવનારાંઓના વાહિયાત વિચારો અને ખોટાં મતો પર મદાર બાંધી, મ્યુઝિકથી તમામ અભણ બૈરાંઓનાં વિચાર ઉપર વિશ્વાસ રાખી શિક્ષકો બદલે છે. આ મારા લખવાના ટેકામાં ઘણાં દાખલાઓમાંથી ફક્ત એકજ દાખલો આપીશ.

એવા ઘણા દાખલાઓ હું જાણુંછું કે જેમાં નાની છોકરીઓએ મ્યુઝિક શિખવાનું શુરૂ કર્યું. હવે કોણ પાસે શુરૂ કર્યું, અને કોણે શુરૂ કર્યું, તે નામો અત્રે આપવાની કશી જરૂર નથી. થોડા મહિના ઠીક ચાલ્યું. મા-બાપો પેહેલા શિક્ષકની ખંત, કાળજી, મેહેનત અને શીખવવાની રૂઢીથી ખુશ થયાં; પણ તેટલાં નાપાક સહેતાન આડો પડયો! તે છોકરીઓના મા-બાપને, તેઓના મિત્રો અને મુલાકાતે આવનારાંઓએ પોતાના કમઅકલી વિચારોથી શિક્ષકો બદલાવવા એટલો કંટાળો આપવા માંડયો, કે તે બાપડાંઓએ પેહેલા શિક્ષકને તજી દઇને બીજા શિક્ષકોનાં હાથ હેઠળ છોકરીઓને મુકી, બીજાં સાથે ખટપટ થતાં ત્રીજા, અને એમ શિક્ષકો ફેરબદલી થતાં થતાં છેલ્લે પાંચમાં શિક્ષકની તાલીમ લેવા માંડી. દરેક શિક્ષકે પહેલેથી શુરૂ કરાવ્યું, અને પરિણામમાં બાપડાં છોકરાંઓ કાંઇ શિખ્યાં નહિં! જયાંના ત્યાં! અને અંતે મ્યુઝિક છોડી દીધું! પાંચ-સાત વર્ષો સુધી ખર્ચેલો પૈસો અને મેહેનત પાણીમાં! તેનાં તળિયામાં જોઇશું તો પારસી બૈરાંઓની જીભ!

હવે પારસી બૈરાંઓની **જીભ** અને તેઓનાં **વિચારો** વારંવાર કેવા ફરેછે તે જોઇએ. જેઓનાં ભેજાં ઘરનાંઓનાં મ્યુઝિકથી 'કોહી-સડી' જતાં

હતાં, તેઓને હવે બહારનાઓને બહાર લાવવા ધરતી અને આસમાન એક કરતાં જોઇ રમુજ ઉપજેછે! અને દુન્યાને છેતરવા માંગેછે કે તેઓ પોતે મ્યુઝિકનાં ઘણા, ઘણાંજ શોખીનછે!! જો તેઓ ખરેખરાંજ મ્યુઝિકનાંજ શોખીન હોત તો પોતાના ઘરનાંઓનાં મ્યુઝિકમાં જાત-જાતની ખલલ અને નુકશાન પોંચાડવા ઉપરાંત તેઓની અદેખાઇ અને નિંદા કરતાં લજવાયાં હોત!

મારા મરહુમ ભાઇ સોરાબ વારંવાર બોલતા હતા:—

"પવનની પીઠ ને સ્ત્રીના વિચાર,
ફરતાં ને ઢળતાં એક પળનીજ વાર!"

**સોરાબ.**

ઉપલી બે લીટીઓ ખરી છે, આજે આપણે જેઓને વિરૂધ્ધ બોલતાં સાંભળ્યે છિયે, તેઓ કાલે તેજ બાબતની તરફેણ ખેંચે છે! એવી સોડાવૉટરની બાટલીઓનો કંઇ ટોટો નથી!

પારસી છોકરીઓ મ્યુઝિક કાંય છોડી દેછે તેના પુરતાં કારણો મેં દર્શાવ્યાંછે; અને તેમાં ઘણી સગી બેહનોએ સાવકી બેહનોની જગ્યા રાખીછે; અને તેવી અંગત અંતસ અને મૂંગી, છૂપી દુશ્મનાઇના ઘણાં નિર્દોષો ભોગ થઇ પડેલાં મેં નજરે જોયાંછે.

છેવટે, એટલું તો હું કહીશ કે જેઓના જીગરમાં હુન્નરનો આતશ સદા પજરતો હોય, પછી તે કોઇ પણ જાતનો હુન્નર હોય, મ્યુઝિક કહો કે ડ્રૉઇંગ-પેનટીંગ કહો, તો તેઓ તે 'આર્ટ'ને જીંદગી સુધી વળગી રહેછે, ખિલવેછે, ખુદ કુદરતજ તેઓમાં તે જીવતું-જાગતું-તાજું રાખવા ઉત્તેજન અને મદદ આપેછે. "વિદ્યાદાન તે મહા પુણ્ય" એ કહેતી પ્રમાણે તેઓ બીજાંઓને પોતાના હુન્નરનો લાભ આપેછે અને તેઓજ ખરેખરાં 'આર્ટીસટ' કહેવાયછે; બાકી દુન્યાને દેખાડવા થોડાં વર્ષો શિખીને જેઓ એક 'આર્ટ' પડતો મુકેછે, તેઓ કંઇ ખરેખરાં 'આર્ટીસ્ટસ' હોતાંજ નથી; જો તેઓ 'બૉર્ન આર્ટીસ્ટસ' હોય તો જીંદગી સુધી પોતાના 'આર્ટ'નેજ વળગી રહે! અને તે શોખ તો કુદરતી અને ખુદા તરફની બક્ષિશ હોયછે! જેઓ કલાક બે કલાક મ્યુઝિક સાંભળતાં 'માથાં ભેજાં ખવાઇ ગયાં'ની ફરિયાદ કરે, તેઓ 'મ્યુઝિકનાં શોખીન છે.' એવા જુઠ્ઠા શબ્દો બોલે, ત્યારે માનજો

કે પ્રમાણિક કે સાચ્ચાં નથી, અને તેઓને મ્યુઝિક સાંભળવાનો કંઇ હક્ક નથી, બલકે એવાં ડોળ ઘાલુઓને મ્યુઝિક સંભળાવવું કે શિખવવું પણ ના રવાછે!!

યુરોપમાં જેઓ ખરેખરાં 'આર્ટીસ્ટસ' છે, તેઓ તો પોતાની આખી જીંદગી પોતાના 'આર્ટ' નેજ અર્પણ કરેછે!

કયસરે હિન્દ.
તા૦ ૧૪-૨-૧૯૧૫. ભીખાઇજી હીં૦ પાલમકોટ



# મ્યુઝિક અને પારસી છોકરાઓ.



મારાં આગળાં લખાણુમાં પ્રોફેસર સ્કીનઝીના કૉનસર્ટના સંબંધમાં બે બોલ મી૦ ખરશેદજી જ૦ વહાડયા વિષે મેં લખ્યા હતા. મી૦ વહાડયા ઉપરથી આપણુને કેટલાક વિચારો ઉત્પન્ન થાય છે કે પારસી કૉમમાં એવા બીજા ઘણા વહાડયાઓ છૂપાયલા હશે, કે જેઓ વખત નહિં મળવાથી યા પૈસાની તંગીને સબબે, કે મ્યુઝિક તરફની બેદરકારીને કારણે ઘસ્યા યા કાપ્યા વગરના હીરા માફક અંધારામાં ઝાંખાં પડી રહ્યા હશે!

પારસી છોકરાઓ ઉપરના વિશેષ અભ્યાસના બોજાને લીધે તેઓને મ્યુઝિકની તાલીમ લેવાનો પૂરતો અવકાશ મળતો નથી, એ એક સામાન્ય બાહાનું આપણે સાંભળ્યે છિયે; પણ સહવારથી રાત્રી સૂધી માત્ર નિશાળની કે કૉલેજનીજ ચોપડીઓ સાથે એકની એક બાબદ ઉપર ભેજું ઘસવા કરતાં સાંજનાં કલાક બે કલાક મ્યુઝિકની મોજ ચાખે તો તેઓનાં મગજને ઘણી આસાએશ અને આરામ મળે, તે ઉપરાંત એક 'આર્ટ' (હુન્નર) શિખવાનો લાભ મળે. મારા વિચાર મુજબ સાધારણ રીતે છોકરીઓ કરતાં છોકરાઓ (જો તેઓની કુદરતી મ્યુઝિક તરફ વળણ હોય તો) ઘણી ઝડપથી પિઆનો કે વાયોલીન શિખી શકે. સંગીતનો શોખ છોકરાઓમાં બચપણથીજ

મા-બાપે ઉત્તેજન આપી ઉત્પન્ન કરવો જોઇએ, અને તેવાં ઉત્તેજન સાથે ખુદ મા-બાપેજ શોધી કાઢવું જોઇએ કે પોતાના છોકરાની વળણુ કુદરતી રીતે મ્યુઝિક તરફ છે કે નહિં, અને જો હોય તો તેને તેજ હુન્નર પાછળ રગડવો સજાવરછે.

આજના છોકરાઓ એકની એક જાતની ક્રીકેટની રમત વર્ષો સૂધી રમવામાં જે વખત રોકેછે, તેમાંનો અર્ધો વખત બચાવી જો મ્યુઝિક પાછળ ખંતથી રોકાતો હોય તો તેઓને ઘણો લાભ થાય. અને કદાચ તેમાંથી ભવિષ્યમાં ઘણા નહિં તો થોડા છોકરાઓનું પણ નસીબ ખિલવાની તક મળી શકે. બે-ત્રણ કલાક પીઆનો વગાડે તો કોઇ પણ કસરતની જરૂર રહેતી નથી.

આજના છોકરાઓ બાર યા પંદર વર્ષો બલકે તેથી પણ વધૂ ઇંગ્રેજીનો અભ્યાસ કરવામાં કાઢે છે, ને છેલ્લે રૂ. ૫૦, યા રૂ. ૧૦૦ મેળવવાના પણ વાખા પડેછે, પણ જો તેઓ એક ખુદાઇ હુન્નર તરફ એટલાં વર્ષો રોકે તો સહેલાઇથી વધૂ પોતાના ગુજરાન પૂરતું મેળવી શકે. બેશક, આવો એક ઊંચો 'આર્ટ' સંપાદન કરવા કુદરતી વળણુ-શોખ, પૈસા, મેહેનત, વખત અને તનદરોસ્તીનો સવાલ નિર્વિવાદ છે. આપણે ઘણાં શ્રીમંત મા-બાપોના છોકરાઓને મ્યુઝિકનું જ્ઞાન સંપાદન કરવાની બેદરકારી તરફ ઢળેલા જોઇએ છિયે; જેઓ પોતાના કિમતી વખતનો અને પૈસાનો રૂડો ઉપયોગ જો ચાહે તો કરી શકે.

આજના સુધરેલા અને આગળ વધતા જમાનામાં ચાળાકી અને હુશિયારી તેમજ હુન્નરમંદી પૈસા ઉપર વધૂ સરસાઇ ભોગવે છે. એક હુન્નર-મંદ આસામી ગમે તેવો ગરીબ હોવા છતાં પોતાની ચાળાકી અને હુશિયારીથી માન-પાન મેળવી પ્રકાશમાં આવેછે; ત્યારે પૈસાવાળો કોઠ તેનેથી ઉતરતી પંકિત અને દરજ્જો ભોગવેછે!

શું પારસીઓની વસ્તીમાંથી આંઠસો પણ પારસી છોકરાઓ મ્યુઝિશ્યને તરિકે નહિં ઊભા થઇ શકે? આવી ચંચળ, કેળવાયલી કોમમાં ઘણાઓ હશે; પણ તેઓને શિખવાની કે પોતાની ચાળાકી દેખાડવાની તક નહિ મળી હશે. હજી પણ ઘણું મોડું થયું નથી; પારસી છોકરાઓ પશ્ચિમ તરફન

મ્યુઝિક ઉપર પોતાનું મન લગાડે તો થોડાં વર્ષોમાં ઘણાં મ્યુઝિશ્યનો બહાર પડી શકે.

ગાદરયા ટોળાંની માફક એકના એક રોહમાં વર્ષો સુધી સઘળા છોકરાઓ ઘસડાયા કરે, બધા 'ગ્રેડયુએટ' થવાનાજ અભખરામાં અટવાયા કરે, અને ઢગલાબંધ બી. એ. થઇને પછી છેલ્લે ગુજરાન માટે વમાસનમાં પડે, તે કરતાં કોમમાંથી થોડા છોકરા પણ મ્યુઝિકની તાલીમ લેવા દરરોજ થોડો વખત બચાવે તો દસ-પંદર વર્ષેબી એક નામીચો હુન્નર હાંસલ કરી છેવટે ફાયદો અને લાભ મેળવે.

હું ઇચ્છુંછું કે મી. વહાડયાને શુભ પગલે ચાલી ઘણા પારસી છોકરાઓ આ ખુદાઇ હુન્નર હાંસલ કરવા બહાર પડે, અને થોડા પારસી મ્યુઝિશ્યનો વધીને કોમની કીર્ત્તિમાં વધારો કરે!

કયસરે-હિન્દ.
તા૦ ૨૧-૩-૧૯૧૫. ભીખાઇજી લી૦ પાલમકોટ.



# ઉપકાર કે અપકાર?

—(*)—

ખાસ "જ્ઞાનવર્ધક" માટે
લેખક—મિસ ભીખાઇજી લી૦ પાલમકોટ.



[ભલાઇનો બદલો ભૂંડાંઇમાં યા, આ બાનુ-લેખકના શબ્દોમાં, ઉપકારનો બદલો અપકારમાં જો ન વળે તો પછી આ દોરંગી દુન્યાની નાપાયદારી તે કેમ કરીને સિદ્ધ થઇ શકે? પાપી બદમાશો પોતાના છુપાં પાપો સાધુના સાલ્લા હેઠળ કેવી રવેસે યાહોમ ચલાવેછે અને વળી તેમ ચલાવી તે ઢાંકવાની કેવી શેખી કરેછે તેના દાખલા ઘણાંકોના અનુભવમાં હશે. કેટલાક ભોલાનાથો,

ધારણ કરેલા સાધુના આ સાલ્લાથી બીચારા ભોલવાઇ અને ઠગાઇ જાયછે, પણ કેહવત છે કે પાપ બોલે નહીં પણ બોળે, તેમ આ ભોલાનાથોની આંખ ઉપરની અત્યાર સુધીની ગાફેલ્યતનો પડદો તે ગેબી ખુદરતની મદદથી ન કલ્પિ શકાય એવા અજબ સંજોગો હેઠળ ખુલેછે અને સાધુના સાલ્લા હેઠળ છુપાયલો તે ચંડાલ બદમાસ તેના ખરા રંગ-રૂપમાં જાહેર થઇ જાયછે. તે મહા કૃપાલુ પરમેશ્વર તેને છોડતો નથી—તેને જંપીને બેસવા દેશે નહિં. આપણી ઉપર ગુજરેલા ગેર-ઇનસાફો અને ગેર-રીતિઓનો બદલો અંતે ખુદા અને તેની મહા બળવાન ખુદરત લેછે. જ્યારે ખુદરતનો આ કાયદો સર્વવ્યાપક અને અચળ છે, ત્યારે માનવીએ પોતા ઉપર વિટેલી ગેર-ઇનસાફી વિપત્તિઓથી નાહીંમત બની હારી ખાઇ જવું તથા, ઇશ્વરી ઇનસાફ સામે પોકાર ઉઠાવવો બેજા છે, પણ સબુરી અને હીંમત રાખી તે જગદિશ્વર અને તેના વાજબી ઇનસાફ ઉપર ઇતબાર રાખવા આ નીતિમાન લેખમાં ઉપદેશ દેવામાં આવ્યોછે. જે ચિતાર મીસ ભીખાઇજી પાલમકોટે દોરયોછે તે ચિતારની સીમામાં આવી જતાં કમનસીબોને આ લેખ અચ્છો દિલાસો દેતો અને શાંતી આપતો જણાશે.—અધિપતિ.]

———(૦)———

આ દોરંગી દુન્યામાં આપણાં સગાં-સ્નેહી, મિત્રો અને જાત-ભાઇઓ તરફ ખરાં અને ખાલેસ દિલથી વર્તી તેઓ ઉપર તરેહવાર ઉપકાર કરવા, તેઓનું ભલું ઇચ્છવા અને ભલું કરવા આપણે તન-મન, ધનથી પટકાઇ જઇએ છિયે; જેવું આપણું અંતઃકરણ સાફ અને સ્વચ્છ હોયછે, તેવાંજ તેઓને ધારી આપણે આંખ વીચીને દાયકાઓ સૂધી ભોલાઇમાં તણાયાં જઇએ છિયે. સારાં કે માઠાં પરિણામનો ખ્યાલ કર્યા વગર, કોઇ પણ જાતની લાલચ કે બદલો મેળવવાના સેહજ પણ ખ્યાલ વગર, ફક્ત પરમાર્થી નેમથી અંતઃકરણના અવાજને શરણ થઇને વર્ષો સૂધી ખેંચાયાં જઇએ છિયે અને તેઓ ઉપર કરેલા સેંકડો બલકે હઝારો ઉપકાર જ્યારે આપણે પાણીમાં મળેલા જોઇએ છિયે, ત્યારે એક છૂપી હાય આપણાં હૈયામાંથી છટકી જાયછે ને આપણે મનમાં બોલ્યે છિયે: "ઉપકારનો બદલો અપકારથી વાળ્યો!" આપણે એકાંતમાં વિળાપ કર્યે છિયે કે વર્ષોની રંજ પછી જણાયું કે આપણે છેતરાયાં, ઠગાયાં, બલકે કહો કે આપણને જાણી જોઇને છેતર્યા, ઠગયાં, અને પોતાનો આપ-મતલબી સ્વાર્થ સાંધવા આપણને થોડો વખત પંપાળ્યાં!!

જ્યારે આવો બનાવ બનેછે, ત્યારે ઇનસાન પોતાની સૃજતને દોષ દઇ આકાશ તરફ ઊંચી આંખો કરી પોતાની ભૂલો અને ખામીઓ શોધી કાઢવાનો ખ્યાલ અપ-જશમાં મળેલો જોઇ ગુમાઇ જતાં જીગરે નસોસ પડીને બેસેછે! કોઇ વેળા ખુદ ખુદાને પણ એ માટે અપ-જશ આપેછે!

પવિત્ર પ્રેમ અને નિર્મળ નિર્દોષ જીગરે ચાહેલાં માણસોને તેઓના જુઠ્ઠા, નિર્દય રૂપમાં ઉંધાડાં પડેલાં તમે જ્યારે જુવોછો, ત્યારે તમારી નાસી-પાસી કેવી ઉંડી હોયછે! આશા જ્યારે નિરાશાનું રૂપ ધારણ કરેછે, સચાઇની બદગોઇ થાયછે, સગાઇનો સંબંધ સ્થિર થઇ જાયછે, મિત્રતા ઉપર મટોડું વળેછે, પવિત્ર પ્રેમ ઉપર ધિક્કાર, તિરસ્કાર અને તરકતનો ધરતીકંપ ધુજારો લાવી તેને ડાટી દેછે, કપિંચુ કર (હાથ) કાચા કાનમાં ઝેર રેડેછે, ભ્રાન્તિથી ભરપૂર ભેજાંઓને ભમાવવામાં આવેછે, ત્યારે મૂગી ગમગીનીમાં લીન થઇને તમે તે સઘળું મૂંગે મોંહડે શાંતિથી સહન કરોછો! ઉંધાડી આંખોએ આ દોરંગી દુન્યાના ઢંગ અને જુઠ્ઠી જગતનાં રંગ જુવોછો. જે મિત્રોમાં વર્ષો સૂધી વિશ્વાસ મુકેલો તેઓને બેવફા અને બુબખ બનેલા જોઇ નિસાસો નાખોછો!

હેતનો બદલો વેરી વિયોગમાં વળેછે! દોસ્ત દુશ્મનની ગરજ સારેછે! પ્રેમથી ઉભાતું અને ઉછાળા મારતું નિર્દોષ અંતઃકરણ ખોટા, ખાલી, ખ્યાલી વેહમનો ભોગ થઇ પડી ઠંડુગાર થઇ જાયછે! જીગરમાં વેહતા પવિત્ર પ્રેમના જુસ્સાને તરફતી અને ધાટકી મોજો ધસડી જાયછે! વિખૂટાં પડેલાં એકલાં અટુલાં અંતઃકરણ તરફ લાગણી, દિલસોઝી કે રેહમદિલી પોતાની પીઠ ફેરવેછે!

પોતાની મતલબ અને ગરજ પૂરી થતાં સરદાની માફક રંગ બદલનારા બુબખો અને આસીબાઇઓને તેઓનાં ખરાં રંગ-રૂપમાં ઉંધાડા પડેલા જ્યારે જુવોછો, ત્યારે, આ જુઠ્ઠી જગત ને તેની મતલબનો માર્મિક અર્થ ઉકાડવા તમે તમારી અલ્પ શકિતથી હારી ખાઇને અફસોસની એક હાય ફેંકોછો!

પણ નહિં! આપણે તેમ હારી ખાવી નહિં જોઇએ. એકાંતમાં થોડો વખત શાંત મનથી વિચાર કરી આપણી ભૂલો અને ખામીઓ ઉપર વિચાર કરવો જોઇએ. તે ખામીઓ સુધારવા પ્રયત્ન કરવો જોઇએ, અને આપણી સઘળી કોશેશ છતાં અને બની શકિત નાખતી છતાં સાંમી બાજુથી આપ-

જુનેજ હંફાવવા અને હરાવવા ચાલુ યુક્તિઓ અને તજવીજનાં ફાંફાં મરાતાં હોય તો તેથી નિરાશ નહિં થતાં તેઓનાંજ ખભાં ઉપર તે બોજો લટકતો નાખી આપણે સંતોષ અને સબૂરીને શરણ થવું જોઇએ. કોઇ શાંત એકાંત પળે આપણને વિચાર કરતાં માલૂમ પડશે કે ભલાઇનો ભાગ આપણે હિસ્સે વધૂ છે; જો એમ જાણ્યે કે આપણી તરફની ભલાઇનો મોટો ભાગ તેઓનાં નગુણાંપણાંના જખમને રૂઝ લાવશે, તો પછી નિમકહરામોને તેઓનાં અંતઃકરણના ડંખ સાથે દયાથી પડતાં મુકવામાં શું ડહાપણ નથી? આપણે કીધેલા ઉપકારનો બદલો વાળવાની આશા શા માટે રાખવી જોઇએ? તેઓના માથાં ઉપર લટકતા તે આભારના બોજાઓથી બેજાર થતાં ભારી હૈયાં અને જીગરનાં ડંખ સાથે જીવતાં જોવામાં આપણને વધૂ રાહત મળશે. તમારે ફાળે ભલાઇનો ભાગ વધૂ પ્રમાણમાં આવેલો જોઇ તમે સંતોષિ રેહજો અને તમારી સાથે છેવટે બુરાઇ કરીને અતરંગ રેહનારાંઓને પસ્તાવા દેજો. તમારાં નેક કાર્યો નેક નેમથી કરવા માટે તમોને કદી પસ્તાવો થવાનો નથી. તમારી એકલી અટુલી સ્થિતિમાં તે નગુણાંઓ તમોને તજી દે તો તેઓની હિણુ અકકલ ઉપર તમે દયાની નજરથી જોજો. તેઓને ઉંધે રસ્તે દોરવનારાં નીચ, હલકાં, પાપી ખવીશો તરફ મૂંગા તિસ્કારની નજર ફેંકવા પણ તમે તમારા દરજ્જાથી ઉતરતું ગણજો! નિમક ખાઇને નિમકહરામી દેખાડનારાંઓ તરફ તમે બેદરકાર બનજો. દરેક બાબતમાં તે દાદગરની દાદ માંગજો. તમારા દુઃખી કલાકોમાં તેને અરજ કરજો. તે તમારૂં દુઃખ સાંભળશે, તે સાહેબ તમોને ઇનસાફ આપશે. ઇનસાનના ઇનસાફની ભૂખ રાખતા ના. ઇશ્વરના ઇનસાફ માટે આતૂર રેહજો. તે કિરતાર મોડે-વેહલ્લે પણ તમોને રાસ્ત ઇનસાફ આપશે. તમોએ કરેલા ઉપકારનો અવેજ હેવાન જેવાં ઇનસાન તરફથી મેળવવાની આશા રાખવા કરતાં તે પરમકૃપાળુ પરમેશ્વરની પનાહ માંગજો. તમારાં દયાહિણુ દુશ્મનોને તેમજ તમારાં જાની મિત્રોને ઇનસાફ આપનાર ખુદા છે. ઇનસાનના મત, વિચાર કે બકબકારાનું તોલ કરવા પેહલાં ખુદાનો ખ્યાલ તમારી નજર સામે રાખજો. તે વિશ્વેશ્વરનો વાદ-વિવાદ સદા તમારી જબાન ઉપર રાખજો અને ખરાં-ખોટાંનું માપ અહુરમજદનેજ કરવા દેજો. નિમકહરામ ચશ્મચોરોને વાડી-બંગલે ને ગાડી-ઘોડે નિર્ભયપણે સુખ-ચેનથી ફરતાં જોઇને તમે ઇશ્વરને ગેરઇનસાફ માટે બદનામ કરતાં ના. વખત આવવે તેઓને

લાયક શિક્ષાએ પોંચાડશે કે નહિં તે માટે અધીરાં પડતાં ના. શાંતિ અને સબુરીથી સઘળો મામલો ગુપચુપ તે વિશ્વેશ્વર ઉપર વિશ્વાસ રાખી જોયા કરજો. તે બારેહકતાલા જે કરશે તે બરહક કરશે. તે વિષે શકમંદ રેહતાં ના. ઇનસાન તરફથી તમોને મળેલા ગેરઇનસાફ માટે અહુરમજદમાં એકીન રાખજો. કોણ જાણે તે સર્વશકિતવાન સાહેબની ગુહ્ય નેમ તેમાં શું પણ હશે.

બે માયાળુ મિત્રોનો યા એક પ્રેમાળ જોડાંનો વેરભાવથી વિયોગ કરાવવા તેમને દૂરના દૂર રાખવા કપિંણુ કાવત્રાંબાજોને તે કિરતાર શું ફેજે પોંચાડશે તે તમે કેમ કલ્પિ શકવાના છો? વર્ષો સૂધી એકઠા કરેલા ભલાઇના ભંડાર ઉપર બુરાઇનો મોજો ફરી વળી તેનો નાશ કરવા માટે તે કિરતારનો કહેર કેવો ઉતરશે તેનો શું તમોને સેહજબી ખ્યાલ છે? પોતાની નીચ નેમમાં ફાવવા, પોતાનીજ મતલબ અને સ્વાર્થ સાંધવા માટે લોભી-લાલચુ લૂંટારા-પિંડારાઓને તે જગદિશ્વર શું જંપીને બેસવા દેશે? કિનાખોર નેમથી કીર્ત્તિવંત નામ ઉપર કાપ મૂકનારાંઓને વખત આવવે તે પાક પરવર પોતાની અણદીઠ તલવારથી એક પછી એકને કેવાં કાપી નાખશે તેનો કાંઇ ઝાંખો ખ્યાલબી તમોને આવેછે? વડવાઓએ વસાવેલાં વર્ષોનાં ઘરબારનો નાશ કરનારાંઓ અને કરાવનારાંઓ, જેઓ ઇનસાનના અવતારમાં હેવાનની ખાસિયત સાથે જન્મેલાં હોયછે, તેવાં પાતકી પુરૂષો અને રદબાતલ અવતારની ઓરતો આ અવનિમાં તે મજદાની અણદીઠ લાકડીના મૂંગા ફટકાઓમાંથી શું બચી જવાના છે? નહિંજ!

નિરાધારોને નિર્ધન બનાવી, હકદારોનો હકક લૂંટી તેઓને સગાં-સ્નેહી અને મિત્રોથી અળગ અને વિખૂટાં પાડનારાં વેરીઓને, 'ધાર ખાતી નથી', એમ તમે સમજોછો અને નજરે જુવોછો, પણ ઇશ્વર શું તેજ નજરે તેઓને જુવે છે? શું તેઓ તે કિરતારના કેહરમાંથી બાતલ થવાનાં છે? પોતાનાં પાપી કર્તુકો તેઓ પરમેશ્વરથી છૂપાવી શકવાનાં છે? નહિંજ. ત્યારે શા માટે તમે અધીરાં પડી આતૂર બનોછો? અને ઇશ્વરનો ઇન્સાફ નથી એવી બાંગો મારોછો? ધીરજ ધરો. તમો તેઓને થોડો કે ઘણો વખત નફકરેપણે ફરતાં જોઇને મનમાં મુઝાવોછો; પણ જાણજો કે ઇશ્વરનો ઇનસાફ આ અવનિમાં તેમજ પેલી જેહાંનમાં તો મળશે. તમોએ કરેલા હજારો ઉપકારનો

બદલો મેળવવાની તમારી આશા માટે તમે ફક્ત વિશ્વેશ્વર ઉપર વિશ્વાસ રાખજો. તે સાહેબ તમારો ખરો દોસ્ત છે. એકેએક ઇનસાન તમારાં સંકટ સમયે તમોને તજી જશે, પણ તે તમારી પડખે ઊભો રેહશે. તેનો ગુપ્ત દિલાસો તમારાં દુ:ખી જીગરને રાહત આપશે. તેની માત્ર યાદ તમારૂં બધું દુ:ખ ભૂલાવશે. તે સાહેબ તમોને બદલો આપશે ને તમારી નહિં જણાયલી ભૂલો કાંઇ હશે તો મોટાં મનથી માફ કરશે.

એક કૂતરાને પણ રોટલીનો ટૂકડો નાખ્યો હોય તો નિમકહલાલી દેખાડવા ચૂકતો નથી; પણ માણસો પોતે વર્ષો સુધી ખાઇ-ધરાઇને નિમક-હરામી દેખાડેછે તેઓ એક કૂતરા કરતાં પણ રદબાતલ છે! ઘણી વેળા એક કૂતરાની નિમકહલાલી ઇનસાનની નીમકહલાલી કરતાં હજાર દરજ્જે બેહતર હોયછે, પણ ઇનસાનની બેવફાઇ જોઇને આપણો જીવ બીગડી આવેછે. ત્યારે શું માણસનું મન એક કૂતરા કરતાં પણ હલકું, નીચું, ઉતરતું? ત્યારે શું ઇનસાનની સ્થિતિ એક કૂતરા કરતાં પણ ઉતરતી? ઇનસાન માટે એ કેવું નીચું જોવાડનારૂં!

હેવાનની ખાસિયતના ખવીસ માણસો તરફથી તમે કરેલાં ભલાં કાર્યો, કે તમારાં મા-બાપ અને વડવાઓએ કરેલાં રૂડાં કર્ત્તવ્યો માટે તમે કાંઇબી તેના બદલામાં, પૈસાની તો નહિં, પણ ફક્ત લાગણી,-દિલસોઝી કે રેહમ-નજરની અને સારા શબ્દોની આશા રાખશો તો તે આ જૂઠી જગતમાં ફોકટ છે. ફક્ત ખુદા ઉપર આધાર રાખજો. તે સાહેબ ઉપર વિશ્વાસ રાખજો. તેજ તમોને મદદ કરશે. ઇશ્વર તમોને ઇનસાફ આપશે. તમારાં સંકટો સબૂરીથી સહન કરવા તે તમોને શકિત બક્ષશે. બાકી ઇનસાન તરફથી તમે ઉપકારના બદલાની આશા રાખો? વ્યર્થ!



# સ્ટીમર 'ટીટેનીક'ની સતીઓ-

———(*)———

હિંદુઓમાં સતી થવાનો રિવાજ હતો અને હજી પણ કોઇ કોઇ વેળા સતી થવાના દાખલા આપણી જાણમાં આવેછે. વર પાછળ જીવ

આપવા તૈયાર થાય તે સતી! 'ટીટેનીક' સ્ટીમરની ભયંકાર હોનારત વેળા ધણી સ્ત્રીઓ પોતાના ખાવિંદ સાથે ડુબી મરવા તૈયાર થઇ હતી અને એક અબળા તો પોતાના ખાવિંદ સાથેજ દરિયામાં કબરવાસ થઇ ખરેખરી સતી થઇ હતી! ખાવિંદ ઉપર કુરબાન થયલી એની વફાદાર વનિતાઓના બહાદુરીભર્યા હિમ્મતવાન દાખલાઓ વાંચી તેઓની વફાદારી માટે માન અને આફ્રિનના ઉદ્દગારો બાહેર પાડી તેમના આત્મા માટે આપણે આંસુંઓ સાથે પ્રાર્થના કરીશું. વરને વ્હાલથી વળગીને તેનીજ સાથે જીવ આપવા આપણી કોમમાંથી એવી કેટલી પારસી **સતીઓ** મળશે? ભાગ્યે હજારે એક! પતિ પ્રત્યે પ્રેમ; વર તરફ વફાદારી, ધણીને ધીરજ ધરીને લઇ ચલાવવાની સબૂરી અને સહનશકિત આજે કેટલી પારસી સ્ત્રીઓમાં છે? ખાવિંદની હૈયાતીમાં કે તેની હૈયાતી બાદ વફાદારી, માન અને પ્રેમપૂર્વક લાગણી દેખાડનારી તેમજ નેકી અને નીતિનો નૌતમ નમુનો ભવિષ્યની ઓલાદ સન્મુખ ધરી શકાય એવી કેટલી પારસણ પરણેતરો કોમમાં છે? તેની કોઇ ગણત્રી કરશે? વરનાં ઓઠાં હેઠળ જ્યાં ગમે ત્યાં મોજ-મઝા કરવા ઉતરી પડતી અને વરને વા ઉપર વખાતો નાખી હવા ખાવા જતી પરણેલી-પરતાયલી પારસણોને પૂછો! ધણી તરફની ફરજો શું છે તે તેઓ તમોને એક લાંબું ભાષણ આપી સમજાવશે!

પરણેતરોની પરિક્ષા તો સંકટમાં, ગરીબાઇમાં અથવા તો ધણીઓનાં મોત પછીજ થાયછે! 'ટીટેનીક'ની ત્રાસદાયક સ્થિતિ દરમ્યાન ઘણી બાનુઓ બાહદુરીથી પોતાના ખાવિંદો સાથેજ મોતને શરણ થવા તૈયાર થઇ હતી—બીજા બોલોમાં બોલ્યે તો સતી થવા હિમ્મત દેખાડી હતી; પણ તે બાપડી નબળી નારીઓને ધસડીને, ઉંચકીને બોટમાં ધકેલી દેવામાં આવી હતી! તેઓની સૂજતમાં ખાવિંદ પાછળ રહી જવાનું હશે; તોપણ વર પ્રત્યેની તેઓની વફાદારી માટે આપણે તેઓ તરફની માન, લાગણી અને દિલસોઝીથી જોઇશું ને વિચારીશું.

હું ઇચ્છું છું કે કોમમાં એવી થોડી પારસણો હોય!

**જ્ઞાન વર્ધક.**
જુન ૧૯૧૨.

**ભીખાઇજી હીં૦ પાલમકોટ**



# ત્રીનીટી કૉલેજ ઑફ મ્યુઝીક તરફથી "ધી ભીખાઈજી લીમજીભાઈ પાલમકોટ પ્રાઈઝીસ" આપવા માટે મળેલો મેળાવડો.



એક ભવ્ય મેળાવડો તા૦ ૨૫ મી જુલાઇને દિને 'કલેર રોડ કૉનવેન્ટ'ના કુશાદે હૉલમાં અત્રેના લોકલ સેક્રેટરી મી૦ ઇ. ગૅારીનજે ત્રીનીટી કૉલેજ તરફથી બે જરથોસ્તી પારસી બાનુઓને ઇનામ અને સોનાનાં ચાંદ આપવા કર્યો હતો.

પરીક્ષક ડૉ૦ વીલ્યમ લવલૉક મ્યુ. ડી, એફ. આર. સી. ઓ. પ્રમુખ-સ્થાને બીરાજ્યા હતા.

શુરૂઆતમાં મી૦ ગૅારીનજે મિસ ભીખાઇજી લી૦ પાલમકોટ તરફનો ભલી દૂઆનો પ્રશંસા પત્ર વાંચી સંભળાવ્યો હતો તે પછી કૉનવેનટનાં વિદ્યાર્થીઓએ કેટલુંક મ્યુઝીક રજુ કર્યું હતું.

તે પછી પરિક્ષક ડૉ૦ લવલૉકે મ્યુઝીક ઉપર અને પરિક્ષાઓ વિષે એક સુંદર રસીલું ભાષણ કર્યું હતું. પીઆનોફોર્ટની ડીપ્લોમાની પરિક્ષાઓ આખાં ઇનડયામાંથી બે ઝોરાસ્ત્રીયન પારસી બાનુઓને સઉથી ચઢતી માર્કસથી પસાર કરવા માટે ડૉ૦ લવલૉકે તાળીઓના મોટા અવાજો વચ્ચે ઇનામો અને સોનાનાં ચાંદ એનાયત કર્યા હતા.

મીસ ગુલ માણેકજી ર. દલાલને L. T. C. L. ની પરિક્ષા પસાર કરવા માટે રૂ. ૧૫૦) નું રોકડ ઇનામ, અને એક સોનાનો ચાંદ.

મીસ પરીન ફરામજી વહાડયાને A. T. C. L. ની પરિક્ષા પસાર કરવા માટે રૂ. ૧૬૦ નું રોકડ ઇનામ, અને એક સોનાનો ચાંદ.

અત્રે જણાવવું જરૂરનું અને બોધદાયક છે કે મિસ દલાલ જો કે ૨૧) વર્ષની નાની વયનાં છે, તેટલાં એમણે એમ. એ. ની પરિક્ષા પસાર કરી કાયદા અને કૉમર્સનો અભ્યાસ મ્યુઝીક સાથેજ કરેછે.

મિસ વહાડયા પણ S. T. C. થઇ શિક્ષક થયાં છે અને મ્યુઝીકનો અભ્યાસ આગળ વધારે છે. આ બે બાનુઓના દાખલા પારસી છોકરીઓને બોધદાયક છે કે જેઓને મ્યુઝીકમાં આગળ વધવાનું અને 'ડીપ્લોમા' મેળવવાનું ઉ-તેજન મેળવવા લાયક છે.

ઇનામો અને સોનાનાં ચાંદ આપ્યા પછી શ્રોતાજનોએ પરિક્ષકને મ્યુઝીકની મોજ ચખાડવા અરજ કરતાં તેમણે પીઆનો ઉપર બે સુંદર 'પીસ' રજુ કરી સર્વેને ખુશ કર્યાં હતાં.

પરિક્ષકનો અને કૉનવેન્ટનાં રેવરંડ મધરનો હૉલ વાપરવા આપવા માટે ઉપકાર માનતાં તેઓ બંનેને ફુલના હાર-તુરા ભેટ થયા હતા. જે પછી 'લાઇટ રીફ્રેશમેન્ટ' લઇ સર્વે ખુશ થયાં હતાં ને મેળાવડો બરખાસ્ત થયો હતો.

અમો એ બન્ને કેળવાયલી બાનુઓને મુબારકબાદી આપતાં ઇચ્છીશું કે તેઓ વધૂ 'ડીપ્લોમા' ને ઇનામ-ચાંદ મ્યુઝીકમાં મેળવે!

તા૦ ૪ થા ઑગસ્ટ ૧૯૪૦. કયસરે હિન્દ.



# "પારસી લેખિકાઓ અને સાહિત્યમાં તેમનું કાર્ય ક્ષેત્ર!"



[ લેખક :—"**નાશાકરી પીલાં.**" ]



"......પણ એ બધાંમાં જે બ્હેનનો સાહિત્ય વૈરાગ મ્હને ગમેછે તે તો સાહિત્યમાં કુટુંમ્બી વારસો લઇ આવનાર બ્હેન ભીખાઇજી લીમજી

પાલમકોટજ. જુની લેખિકાઓમાંથી જો કોઇને મહત્વનું સ્થાન આપી શકવાનું હોય તો તે હું શ્રીમતી ભીખાઇજી પાલમકોટનેજ આપી શકું. પોતાની યુવાનીમાં તો આ બ્હેને બહુજ લખેલું છે. નિબંધો અને નવલકથા બન્નેની એમની શૈલી, ભાષા અને અનુવાદ કરવાની શકિત તો આજની જાણીતી એક પણુ પારસી વાર્તાકાર બ્હેનોમાં જોવાતી નથી. ભાષા સાદી છતાં શુદ્ધ અને સુઘડ જુના જમાનાની આ બ્હેન કેટલે અંશે સુઘડતા રાખી શકયાં છે, તે માટે આજે પણુ અમોને અચંબો લાગે છે! પ્રખ્યાત નવલકથાકાર સ્વ. દાદી તારાપોરવાળાને "દુ:ખી દાદીબા" જેવી વાર્તા લખવાની પ્રેરણા આપનાર બ્હેન પણુ ભીખાઇજીજ......"

શ્રીમતી ભીખાઇજીએ ખાસ કરીને પ્રખ્યાત નૉવેલીસ્ટ 'મારી કૉરેલી'ની અંગ્રેજી વાર્તાઓનાં અનુવાદો કર્યા છે. 'મારી કૉરેલી' ને સુંદર ગૂજરાતીમાં દિપાવનાર પારસી બ્હેન તો ભીખાઇજી પાલમકોટજ. આ બ્હેન "અજલનો ફરેસ્તો" જેવાં સાહિત્યના શણુગાર રૂપને જન્મ આપી શકયાં છે. આ પુસ્તકને નીતિના મહાન શાસ્ત્ર તરીકે ઓળખાવવું પડે છે. આવાં બ્હેનો સાહિત્ય વૈરાગ્ય પારસી સાહિત્યને ખોટ સમાન છે......આ બ્હેન અંગ્રેજી સંગીત ઉપર વળેલાં છે. સંગીતનું જ્ઞાન એમનામાં natural gift સમાનછે. અને મુંબઇમાં પારસી સ્ત્રીઓમાં એ ખાસ નિષ્ણાંત ગણાયછે......

બ્હેન ભીખાઇજીએ એ સંગીત તરફ કેટલો પ્રયાસ કર્યો છે, તે આપણું ખાસ લક્ષ ખેંચેછે. બ્હેન ભીખાઇજી એક કુંવારાં બ્હેન છે, અને પોતાનું આખુંયે જીવન સતિ મીરાં દેવી માફક સંગીત અને સાહિત્યને ચરણે ધરી સંગીતમય અને પવિત્ર બનાવી દીધુંછે......"

**"સાંજ વર્તમાન" પતેતી અંક.**
**૧૯૩૯.**



# "એક કદમ આગળ."

## "લઇ જનાર:—ઘરડો મુસાફર."



## "મિસ ભીખાઇજી પાલમકોટને માન."



"પારસી કોમને એક યા બીજી દિશાએ "એક કદમ આગળ!" વધારનાર હમદીન બાનુઓ અને ગ્રહસ્થોના કામોની નોંધ આ 'કૉલમ્સ'માં લેવાના ધારા મુજબ આજ રોજે એક એવાં બાનુંના કામની નોંધ લેવાયછે, કે જેવણના નામ–કામ 'ઇંગ્લીશ કલાસીકલ મ્યુઝીક'ની અત્રેની દુનીયામાં ઘણાં જાણીતાંછે. જે જમાનામાં પારસી ઘરોમાં પ્યાનો દાખલ વરીક થયો ન્હોતો તે વેળા મ્યુઝીકનાં મંદીરને પોતાનું લગભગ સર્વસ્વ અર્પનાર, જે વખતે પારસી કોમમાં એક પણ બાનું મ્યુઝીસ્યન આ ધંધામાં પડયાં ન્હોતાં તે જમાનામાં આ 'પ્રોફેશન'માં જોડાઇ લગભગ અર્ધી સદી સુધી માન–ઇજ્જત સાથ એને દિપાવનાર મિસ ભીખાઇજી પાલમકોટને અનુપમ માન મળ્યુંછે.

* * *

સને ૧૮૭૨) માં ત્રીનીટી કૉલેજ ઑફ મ્યુઝીક (લંડન) ની સ્થાપના થયા પછી ૬૬) વર્ષોના અરસામાં આજ સુધી કોઇ પણ પારસી ગ્રહસ્થ કે બાનુંનું મ્યુઝીક કૉલેજની અભ્યાસ-ક્રમની પોથી ('સીલેબસ') માં દાખલ થયું નથી, પણ મિસ પાલમકોટનું મ્યુઝીક આ કૉલેજની અભ્યાસ-ક્રમની 'સીલેકશન કમીટી' સનમુખ રજુ થયું હતું, અને તેણે તે પસાર કર્યું હતું, તેમજ કૉલેજનાં પ્રીન્સીપૉલ મી૦ ઇ. સ્ટેનલી રેપર તેથી ઘણા ખુશ થયા હતા. આ બુઝોર્ગ પારસી બાનુંનું મ્યુઝીક ('ડયુએટ') ૧૯૪૧ નાં 'સીલેબસ'માં દાખલ થનારછે. આ "પીસ" ગ્લુકના 'ઑપેરા—Iphigenie en Aulide' માંનો છે, જે વગાડી જોતાં મિસ પાલમકોટને તે એટલો ગમ્યો કે તેને 'ડયુએટ'માં મ્યુઝીકમાં 'arrange' કીધો.

વળી એવણે 'Etude' ('સ્ટડી') પણ 'કમ્પોઝ' કરીને, અને 'ગૉડ સેવ ધી કીંગ,' 'ત્રીયો' તરીકે 'અરેન્જ' કરી કૉલેજને મોકલી આપ્યાં, જે સઘળાં

"મેન્યુસ્ક્રીપ્ટસ" ત્યાંની કૉલેજની 'લાયબ્રેરી'ને ભેટ આપ્યાંછે, અને કૉલેજે તે ખુશીથી રાખ્યાં છે. ભવિષ્યમાં કદાપી એ પણ છપાય!"

તા૦ ૩-૧૦-૧૯૩૯. જામે જમશેદ.



# "મારી અર્ધી સદીની સાહિત્ય-સેવા."

## મિસ ભીખાઇજી પાલમકોટનાં નવાં પુસ્તકનું એક અવલોકન.

લેખક:—જુનો જરનાલીસ્ટ.

બહેનજી ભીખાઇજી શીમજીભાઇ પાલમકોટનાં નામ અને કામથી કોઇબી અજાણ્યું નથી. આ ભલાં, સાદાં અને સદ્‌ગુણી જરથોસ્તી બાનુએ પોતાની સાત દસકાની ઉપરની યશવંતી કારકીર્દીમાં અનેક દીશામાં-ખાસ કરી ઘરેલું હુન્નર, મ્યુઝિક, અને સજ્જનોની જડવાડી તેમજ આધ્યાત્મીક ઉઇયાતી માટે એકસરખી અગત્યની ચીજ, સાહીત્યમાં—એમણે પોતાની જીંદગી ગોયા અર્પણ કરી દીધી છે. તે બે દીશામાં જે મહાભારત કાર્યો કર્યાં છે તેનાથી હાલના જમાનામાં ઉછરતો વર્ગ કદાચ ઘણો માહીતગાર હશે નહી; પણ જેઓ એમની ઉપલાં બે ક્ષેત્રોમાં થયલાં કાર્યોથી, અમારી માફક, એમના પરીચયમાં આવેલાં હશે તેઓ તો એકે અવાજે એમની એ સેવાઓ માટે ભારે વખાણના ઉદ્‌ગારો સીવાય બીજું કાંઇ પણ કહેતા નથી. સેવક આ બાહોશ ભેજું ધરાવનારાં બાનુને આજે લગભગ ત્રણ દસકા થયાં ઓળખવાનું માન ધરાવે છે, અને તેથીજ તેમને માટે જે હું કાંઇ લખીશ તો તે જાતી અનુભવ, તેમજ એમના કાર્યોના છાપામાં પ્રગટ થયલા રીપોર્ટો, વિગેરેના આધારથીજ

કરીશ એ સત્ય છે. મ્યુઝીકની બાબદમાં, યાને પશ્ચીમની મ્યુઝીક કળાનું સેવકને જ્ઞાન ન હોવે તે માટે હું ઝાઝું બોલીશ નહિં; જો કે મારા પારસી મિત્રો જેઓ પશ્ચીમના મ્યુઝીકથી સારી રીતે માહીતગાર છે, તેઓએ એમના ઊંચાં જ્ઞાન માટે ભારે વખાણ ઘણી વાર કર્યાં છે.

## એમનું નવું પુસ્તક.

હું તો હાલ ફકત એમની અમુલ્ય સાહિત્ય સેવા, ગરવી ગૂજરાતની રસીલી ભાષા ગૂજરાતી, તેના સાહિત્યમાં એમણે જે ઉમદા ફાળો આપ્યો છે, અને તેમ કરી પોતાનું નામ એક સાચા સાહિત્ય ઉપાસક તરીકે અમર કર્યું છે, તે માટેજ બોલીશ, અને તેમ કરવાનો મને એક અજબ મોકો હાલ મળી ગયો છે. ૭૩ મે વર્ષે એમણે હાલ એક વધુ પુસ્તક આપણને ભેટ કરવાની હિંમત કરી છે. તેનું નામ "મારી અર્ધી સદીની સાહિત્ય સેવા અને મિત્રોનો મનોહર મિઠાસ" છે. આ ચોપડી મારા હાથમાંજ આવતાં, આગલાં એમના પુસ્તકોના અનુભવ ઉપરથીજ ધારી લીધું કે એમાં ઉમદા દુન્યવી જ્ઞાન—જે ધન કરતાં હઝારો વર્ષ લાંબો વખત ટકી રહે છે—નો ખજાનો હોવોજ જોઇએ. ત્રણસો પાનાંની આ ચોપડીએ ખચીત મારી આશાને ફળીભૂત કરી, અને પાનાનાં પાનાં ઉથલાવ્યા જતાં મને અતિ આનંદ થયો છે.

સેવકમાં કદર કરવાનો એક ઉમદા ગુણ પરવરદેગારે બક્ષેલો છે, તેને લીધે આ ચોપડીના લખનારની સેવાઓની કદર ન કરૂં તો હું મારી ફર્ઝમાં પાછળ પડેલો લેખાઉં. મરહુમ પ્રખ્યાત કવી "દીલજાન" ની બે લીટીઓ જે આજ પુસ્તકમાં શરૂઆતમાં છાપવામાં આવી છે તે વાજબીજ છેઃ—

"કદરદાન બુજે કદર, બુજે ન બીજાં બુજ;
અવગુણી જનો અનેક છે, ગુણવંતા જન જુજ."

ખચીત જેઓ ગુણવંતા હશે, તેઓજ આ ચોપડીની ખરી કીંમત કરશે, એમના પંદર પુસ્તકો એમની ભલી યાદ આપણને સદા કરાવશે અને સદીઓ પછી પણ તેમાં સમાયલાં ઉમદા ગઉહરોની કિમ્મત હવે પછીની ઓલાદો કરશે. એમની જુવાનીમાં લખાયલી કીતાબોમાં વાર્તારૂપે ઘણી શિખામણો આપી છે અને બોધ વચનો ઠાર ઠાર માલમ પડે છે.

## ગૂજરાતી ભાષા ઉપર કાબૂ.

એ પુસ્તકોએ ગઇ સદીના છેલ્લા દસકાઓમાં જે ઉલટ પેદા કરી હતી અને સાહીત્ય સેવકોને ગ્નાન સાથ ગમત આપી હતી, તે સુખી જમાનાની યાદ ઘણાં જણાઓને હજી પણ હશે. બહોળાં દુન્યવી ગ્નાન ઉપરાંત તત્વગ્નાન (philosophy) અને અધ્યાત્મવાદ (spiritualism) ની પણ ઉમદા બક્ષેસો પરવરદેગારે એમનામાં મુકી છે, તે સ્પષ્ટ જણાય છે. એ ઉપરાંત બીજાં પુસ્તકોમાંથી પણ જણાઇ આવે છે. આવા સરસ પુસ્તકો એમણે લખ્યાં છે અને તેબી કેવી સાદી, સરળ અને શુધ્ધ ભાષામાં. ખચ્ચીત આ અદના સેવકની એક અજાયબી છે, કે આ બાહોશ લખનાર ગૂજરાતી ભાષા ઉપર કાંઇ અજાયબ જેવો કાબૂ ધરાવે છે. આ બાનું, જેમણે સાહિત્યને એક ફકત શોખની સેવા તરીકેજ પકડી રાખ્યું છે, તે આવી સરસ શુધ્ધ ભાષા વાપરી બીજાંઓને શરમાવેછે! એમનો એક લેખ એક માસીકમાં છપાવવા આવ્યો હતો; તે છાપાના માલેક એક હિંદુ ગ્રહસ્થ અને 'જરનાલીસ્ટ' હતા. તેમણે એ લેખ ઉલટથી વાંચી પોતાની ભારી અજાયબી અમારી આગળ બતાવી હતી, કે એક બાઇ લખનાર અને તે પણ એક પારસી બાનુ, આવું શુધ્ધ ગુજરાતી કેટલાક હિંદુઓ માફક લખીજ કેમ શકે!—ઘણાં વરસની વાત ઉપર જેમ કવિવર અરદેશર ખબરદાર માટે અજાયબી બતાવતા હતા તેમ!

## પચાસ વર્ષનો 'રેકોર્ડ.'

પચાસ વર્ષના અતિ ઉપયોગી સાહિત્ય ક્ષેત્રમાં આ બાનુની અમૂલ્ય સેવાઓની એક ટીપ આ ચોપડીમાં આપવામાં આવીછે. જાણીતા માહવારી તેમજ અઠવાડીક છાપામાં એમણે સેંકડો લેખો તથા વાર્તા, કવિતા તથા સંસારી બાબદો માટે લખેલા લેખોની એક ટીપ આપવામાં આવીછે. તે માટે ખાસાં એક ડજન જેટલાં પાનાં રોકાયાંછે.

આવો 'રેકાર્ડ' હું ધારૂંછું કે કોઇ પારસી બાનુએ તો શું પણ કોઇ મરદે પણ કર્યો હોય એવું મારી જાણમાં નથી. એ 'રેકાર્ડ' તુટવો ખચીત મુશ્કેલછે. આ પચાસ વર્ષનો 'રેકાર્ડ' કરવા ઉપરાંત હજી તો એવણ કોમની તેમજ ગૂજરાતી ભાષાની સેવામાં તઇયારછે. હજી એમના ઉમદા ગ્નાનનો લાભ

લેવાનો એ બન્નેના નસીબમાંછે. એમની સાહિત્યની કારકીર્દીની ખરી શરૂઆત એમના મરહુમ ભાઇ સોરાબ પાલમકોટ તથા મરહુમ કવિ દાદી તારાપોરવાળાએ લોકપ્રીય બનાવેલાં માહવારી "**માસિક મજાહ**" માં થઇ. "એલીસ અથવા અધુરી કેળવણીના અકારાં પરિણામ" નામની વાર્ત્તા ત્રણ વર્ષો સુધી એ માહવારીમાં લખી, એમણે એક સારાં વાર્ત્તાનવેશ તરીકે પોતાની કીર્ત્તિનો પાયો નાખ્યો હતો. ૧૮૯૩ માં પણ થોડાક લેખોમાં એમણે "પીરોજાનો પસ્તાવો" નામની એક સંપૂર્ણ ચાનકરૂપી વાર્ત્તા લખી. ત્યાર પછીના બે સાલોમાં થોડાક લેખો લખાયા. ૧૮૯૬ માં નીચલા જ્ઞાનથી ભરપુર તેમજ બોધદાયક વીષયો ઉપર એમણે કલમ ચલાવી:—"યુરોપમાં વિખ્યાતી પામેલી એક હીંદી શાહજાદી આહમેદી" "કાર્ડ-બોર્ડનો એક બંગલો" "મોતીની માળા," "એક નમુનેદાર માતા કેવી હોય?" "ઇશ્વરની અદભૂત શકિતનો કયાં પારછે!" ૧૮૯૭ માં પણ આ માફક એમણે કલમ ચલાવી નીચલા વિષયો ઉપર અજવાળું ફેકયું:—"મોતીની માળા" "કેળવાયલી માતાના કેળવાયલા દિકરાઓ," "મ્યુઝીક" "ભલી ભાર્યાઓ વિષે ભાગ્યવાન ભરથારોના વિચારો."

## માતાનાં મરણ પર મહાતમ!

૧૯૦૩ માં પોતાનાં માતાના ગમખ્વાર મરણ માટે વિલાપ કરનારી કવિતા "મા! તુજમાં ખોયુંછ મેં બેમૂલ રતન!" રચી, એક ભલી બેટી માવતર જેવાં અમૂલ્ય રતનની સાચી કદર કેવી રીતે કરી શકે અને તેના ગુમાવાથી કેવું અસહ્ય દુઃખ થઇ પડેછે, તેનો બહુ અસરકારક ચિતાર (ઑગસ્ટના અંકમાં) આપવામાં આવ્યો છે. એવણ કવિતા અંગ્રેજીમાં અને ગૂજરાતીમાં પણ લખી શકેછે. એવીજ બીજી કવિતા "ગંભીર એક યાદ!" બીજે મહીને (સપટેમ્બરમાં) લખવામાં આવી હતી. આ કાવ્યો વાંચીને ઘણાંઓની આંખમાં આંસુ આવ્યાં હતાં!

પોતાના એક પુરા ભાઇ જેમણે મહુંમ કવિ દાદી તારાપોરવાળા સાથ "માસીક મજાહ" અને ત્યાર બાદ "માસીક હિંદી ગ્રાફીક"ને ગૂજરાતી ભાષા જાણનારી આલમમાં બહુ માનીતું કર્યું હતું, તે બાહોશ 'જરનાલીસ્ટ' અને કવિ ભાઇ સોરાબ પાલમકોટને સદાના ગુમાવાનું કમનસીબ બહેન ભીખાઇજીને ફાળે આવ્યું! અને નવેમ્બર (૧૯૦૯)ના અંકમાં આંસુંઓ ટપકાવી લીટીઓ "કીધો તારાં મોતે કુટુંબ પર કહેર"ના મથાળાં હેઠળ લખી, એક સાચ્ચી

બહેન તરીકે એવણે પોતાની ફરજ બજાવી, અને ૧૯૦૯ ના અકટોબરથી જાનેવારી ૧૯૧૦ સૂધીના એ ચાર માસના અંકો જે મર્હુમનાં વિધવા, બહેસ્તનશીન બહેન આલીબાઇના અધિપતિપણાં હેઠળ કાઢવામાં આવ્યા હતા, તે તેમના આગ્રહથી બહેન ભીખાઇજીએ સઘળી બીન-હાંસલે મેહેનત કરી ચોપાનીયાંના અંકો કાઢવામાં અમૂલ્ય સેવા આપી હતી, તે જેઓ જાણેછે તેઓજ તેની કદર કરેછે.

તા૦ ૨૯-૧૦-૧૯૩૯. કયસરે હિન્દ.

## પારસી કોમની મગરૂરી.

સાહિત્યના એક અથંગ પુજારી લેખે એમણે આ ઉપરાંત અનેક સેવાઓ કરીછે અને જેની કિમ્મત કોઇથી ખરી રીતે કરી શકશે નહિં. આ તો નીર્વીવાદછે કે જો 'મ્યુઝીક'ના ખુદાઇ હુન્નર પાછળ એમણે પોતાની જીંદગીનો મોટો ભાગ અર્પણ ન કર્યો હોત અને સાહિત્ય ઉપરજ મુખ્ય ધ્યાન આપ્યું હોત તો આના કરતાં પણ દશ ગણું કરી બતાવી બાનુઓમાં 'રેકોર્ડ' કર્યો હોત—જો કે આટલો 'રેકોર્ડ' પણ એમણે સાહિત્યમાં કર્યોછે, તે ભાગ્યેજ કોઇકજ બાનુએ કર્યો હોય. તે માટે આખી પારસી કોમ વાજબી મગરૂરી લઇ શકે, આવી અનુપમ સેવાની કાંઇ પણ જાહેર સેવા એમની જીંદગીની હઇયાતીમાં થવી જોઇએ, જો કે મીસ ભીખાઇજી આવી કોઇ પણ દરકાર કરે તેમ નથી. એવણ જે અમૂલ્ય મીરાસ અને સાહિત્યરૂપી શણગાર અને અખુટ ખજાનો પોતા પાછળ મુકી જાયછે, અને જે સદા કાળ જળવાઇ રહેશે તેજ એમના મનથી મોટી યાદગારી અને સંતોષ થઇ પડશે.

## મ્યુઝીક માટે અર્પણ કરેલી પોતાની આખી જીંદગી.

પરંતુ જે મહાન કીર્તિવંતું કાર્ય એમણે અર્ધી સદી ઉપર કર્યું છે. અને જે માટે પણ એમનું નામ સદીઓ સૂધી આખા હિંદમાં અમર રહેશે, તે એમના 'મ્યુઝીક' પર સદકે કરેલા જાન અને તે માટેની જગ જાણીતી સેવાઓ અને મેળવેલાં માન માટેછે. ચાર વરસની વાત ઉપર એમની પચાસ વરસની એ બાએની સેવાઓ માટે પ્રગટ કરેલું પુસ્તક જેઓએ વાંચ્યું હશે, તેઓને વધૂ કહેવાની કાંઇ જરૂર નથી. એ હુન્નરમાં પોતે કેળવણી લઇ તેને

આગળ વધારતાં ગયાં, અને નાની ઉમરેજ એજ ભલા હુન્નરમાં પોતે બીજાને તેનો લાભ આપવાનું ભલું કાર્ય શુરૂ કર્યું. જેમ જેમ પોતે વધૂ ગ્નાન મેળવતાં ગયાં, તેમ તેમ તે ગ્નાનનો લાહવો પોતાના શિષ્યોને પણ ચખાડતાં ગયાં, અને પચાસ વર્ષની લાંબી મુદતમાં કાંઇક સેંકડો બાળાઓ અને સ્રીઓએ ગ્નાન મેળવ્યું, સેંકડોએ ફ-તેહમંદીથી પરીક્ષાઓ પાસ કરી અને વળી તેઓએ પોતાનાં ફરઝંદોને પણ એમનાં હાથ હેઠળ ગ્નાન લેવા મોકલ્યાં, એવા તો ઘણા કેસોછે. પણ સઉથી અજાયબ જેવું તો એ છે કે ત્રણ કેસમાં તો એમણે ત્રણ પેઢી સૂધી-એકજ કુટુંબમાં-ગ્નાન આપ્યું છે, યાને બે કેસમાં એમના એ શિષ્યોનાં મમાઇને પણ શિક્ષણ આપ્યું હતું. આ માટે એમને મી૦ એ. રીઝ તે ત્રીનીટી કૅાલેજ ઑફ મ્યુઝીક, લંડનના મદદનીશ તંત્રીએ વાજબી રીતે સાબાશી આપીછે, અને એમનાં ભલાં કાર્યમાં ફ-તેહ ઇચ્છીછે.

## પોતે પેદા કીધું તેનો મોટો ભાગ મ્યુઝીકની ખીલવણી માટે સખાવતમાં આપ્યો.

મ્યુઝીક ઉપર મુખ્ય ધ્યાન આપી એમાં ઠીક પૈસો પેદા કીધો, અને તે પઇસાનો સદ્‌ઉપયોગ મેળવતાંની સાથેજ કરતાં ગયાં. સ્વાર્થી મતલબથી પઇસા બીજાંઓ ઘણાકોની માફક ફકત સંઘરવા ઉપરજ ધ્યાન આપ્યું નહીં. સખાવત ઉપર મુખ્ય ધ્યાન આપ્યું. મીસ ભીખાઇજીએ પોતાની સખત રાત-દીવસની મેહેનત અને પરસેવાના પઇસા સખાવતમાં આપ્યા હતા. લડાઇના વખતમાં "લડાઇ ફંડ"માં અનેક મ્યુઝીકના જલસા કરી હઝારો રૂપીઆ એમણે ભરેલાછે, તે વાત સર્વેને રોશનછે. તે આ આગમજ ઘણા છાપામાં આવી ગઇછે. એમની આગળ છપાયલી ચોપડીમાં જે 'લીસ્ટ' એમણે છાપ્યુંછે, તેમાં કુલ્લે ચાલીસ હઝાર રૂપીઆની ઉપરની રકમ આપવામાં આવીછે, તેમાં લડાઇ ફંડને મદદ મુખ્યછે, ત્યાર બાદ પણ એવણે સખાવતમાં અનેક દીશામાં બીજા રૂપીઆ આશરે બાર હઝાર આપ્યા તેની જાણવા જોગ ટીપ આ ગ્રંથમાં આપવામાં આવીછે. કુલ્લે રૂ. ૫૨,૮૮૨-૫-૦ ની ગંજાવર રકમ, એમણે સખાવતના ભલાં ધાર્મીક કાર્યોમાં ખુદાના નામથી આપીછે—જે સઘળી જો ચાહતે તો એવણ પોતાનીજ બનાવી શકતે. પોતે કમાતાં જઇ, આવો રૂડો ઉપયોગ પોતાના ગ્નાનની મદદથી એવણ કરતાં ગયાં, જેને મોટેરાંઓની લાખોની સખાવત કરતાં હું વધૂ કિમતી લેખુંછું.

# ત્રીનીટી કૉલેજે આપેલાં માન.

એમણે અંગ્રેજી મ્યુઝીકની અઘરી બાબદમાં પ્રોફેસર તરીકે શિક્ષણ આપવા માંડયું, ત્યાર બાદ ૧૪ વરસ સૂધી કોઇબી પારસી એમની સામે હરીફાઇ યા બરાબરી કરવા બહાર પડયાં નહીં! અર્ધી સદીની એમની યશસ્વી કારકીર્દી પહોંચે તે આગમજ એક અનુપમ માન મળ્યું; અને તે એમને વિશ્વ વિખ્યાત લંડનની ત્રીનીટી કૉલેજે જીંદગી પર્યંતના 'એકેડેમીના સભાસદ' ('લાઇફ એકેડેમીક મેમ્બર') નીમ્યાં. અને જાણે આ માન ઓછું હોય તેમ આજ સાલની શુરૂઆતમાં આજ નામીચી કૉલેજે એમને બીજું સદા અમર કીર્તિ રાખનારૂં માન આપ્યું. ગ્લુક જેવા ૧૮ મી સદીના મહાન 'મ્યુઝીસ્યન અને 'કમપોઝર' (Composer)ની યાદ પણ એમણે કરાવી. આ 'કમપોઝર'નો એક 'ઑપેરા' "આઇફીજેની આં. ઑલીડ" Iphigenie en Aulide)માં ઘણો જાણીતો 'પીસ' હતો. આ 'ઓપેરા'ના એક પીસ પરથી મીસ બીખાજીએ એક 'ડયુએટ' (બે જણા પીઆનો ઉપર વગાડી શકે તેવો) રચ્યો અને તે પોતાનાં માતા-પીતાને અર્પણ કીધો. ત્યાર બાદ એક 'એટયુડ' 'કમપોઝ' કર્યો, અને એક બીજો 'પીસ' (ત્રણ જણાં વગાડી શકે તેવો) "ત્રીઓ"માં રચ્યો અને આ બધાં હાથે લખેલાં મ્યુઝીકનાં "મેન્યુસ્ક્રીપ્ટસ" એવણના એક સાચા ખેરખાહ (મી૦ ખુદાબક્ષ ગ્રીફીથ્સ)ના આગ્રહથી જાહેરમાં લાવ્યાં, અને એજ કૉલેજ ઉપર મોકલી આપ્યાં. કૉલેજે તે પસંદ કર્યાં અને ૧૯૪૧ ના કૉલેજના અભ્યાસ ક્રમ-('સીલેબસ')માં પહેલો તો ગોઠવી પણ દીધો, અને બાકીના બીજા બેનો પણ કદાચ આજ માફક ભવિષ્યમાં આ કૉલેજ ઉપયોગ કરે. એક હિંદી અને તે પણ એક પારસી-જરથોસ્તી બાનુ આખી દુન્યાના મહાન મ્યુઝીકના ખાંઓ વચ્ચે તરી આવી આવું અનુપમ માન જીતી જાય, તે જોઇ કોઇ પણ સાચો હમકોમી ખુશી થયા વગર રહે નહીં. ખચીત આ નમાનાં જરથોસ્તી બાનુએ કોમની કીર્તિને ઝળકાત આપ્યો છે. જો કે એમની સેવાની લાયક કદર થઇ નથી, પણ એમને તેની પરવા સહેજ પણ નથી; એવણ એવો અમૂલ્ય ખજાનો મુકી જશે, કે જે મેં આગળ જણાવ્યું તેમ, સદા કાળ સર્વેને ઉમદા ધડો આપતો રહેશે, અને એમના સારાં, સ્વચ્છ ચારિત્રની નકલ કરવાને ઉધરતા જમાનાને એક પ્રેરણારૂપ થઇ પડશે.

છેવટે હું ઇચ્છીશ, કે મીસ ભીખાઇજી જેવાં ભાગ્યશાળી અને ભલાં બાનુઓ આપણી વહાલી કોમ ઘણાં ધરાવવા ભાગ્યશાળી બને. એવણ હજી પણ આપણી વચ્ચે થોડાં વરસો રહી, હજી પણ એમના ઉંડાં જ્ઞાન (મ્યુઝીક અને સાહિત્ય બન્ને) નો મીઠાશ આપણને ચખાડતાં રહે. એમના ગ્રંથોની યાદ કરતાં ગીબનના શબ્દો આ ઘડીએ મને યાદ આવેછે. તે કહી ગયોછે કે "ચોપડીઓ તેજ વફાદાર દર્પણોછે કે જે આપણા મન ઉપર સંતો અને શુરવીરોના મનના વિચાર ફેંકેછે" "Books are those faithful mirrors that reflect to our mind the minds of sages and heroes.."

મીસ ભીખાઇજીએ પોતાનાં સુખની દરકાર ન કરી અને જન-સમાજના ભલાંમાં—સાહીત્યની સુંદર સેવામાં, ઇશ્વરી જ્ઞાનના બહોળા પ્રસારમાંજ પોતાની આખી જીંદગી અર્પણ કરી; અને તેનેજ પોતાના માનીતાં અને વ્હાલાં લેખી, સર્વસ્વ તેનેજ સદા સદકે કરી સાદું જીવન ગાળ્યું અને આ દુનીયાનો ફેરો સફળ કર્યો! એક કવિના શબ્દોમાં સેહજ ફેરફાર કરી હું એમના બાબમાં લખું તો વાજબીજ લેખાઇશ. "She forgot her small self—to live more expensively in a large self." સુખી રહો બહેનજી, તમારાં જેવાં ભલાં કાર્યો કરવા આપણી કોમની ઘણી બ્હેનો અને માતાઓ પ્રેરાય એવું ખરાં જીગરથી એક વાર ફરીથી ઇચ્છી આ લેખ હું ખતમ કરીશ, અથ જમ્યાદ, યથા આફ્રીનામી!

તા૦ ૫-૧૧-૧૯૩૯. કયસરે હિન્દ.

## "પુસ્તક પરિક્ષા."

### "મારી અર્ધી સદીની સાહિત્ય સેવા."

[સને ૧૮૯૦ થી ૧૯૩૯.]

ઉપલાં નામનું એક નવાજ પ્રકારનું પુસ્તક જાણીતાં સાહિત્યકાર, વાર્તાનવેશ. અને મ્યુઝીકમાં પ્રવિણપણું મેળવી ચુકેલાં બ્હેનજી ભીખાઇજી

પાલમકોટ તરફથી પ્રગટ થઇ બહાર પડીયું છે. આ બાનું આજથી દાયકાઓ થયાં અનેક પ્રકારે સેવા બજાવી રહેલાં છે. તે સાહિત્યના શોખિનોથી અંજાણુ તો નથી.

આ નવું પુસ્તક પાકકી બાંધણીનું ને ૨૭૨ સફાનું છે. તેમાં એ બ્હેનનાં દરેક પ્રકારનાં કામોની નોંધો, અગત્યનાં કામો અને અર્ધી સદી સુધીમાં અનેક દીશાએ કરેલાં કાર્યો, સેવાઓ, લખાણો, મ્યુઝીકના હુન્નરમાંના અનેક કામો કાર્કિર્દિ-રીપોર્ટો-નોંધો, વિગેરેના અગત્યનો સમાવેશ કરેલો છે.

ગૂર્જર સાહિત્યમાં અતિયાર સુધીનો ત્હેમણો ફાળો-ને સાહિત્યની સેવા વિગેરેની માહિતી આ પુસ્તકમાંથી દરેકને મલે તેમ છે. આ ત્હેમની સેવા લગભગ ૫૦ વર્ષોની છે, અને ત્હેમણે આગળ પુસ્તકો, માસિકો, અઠવાડીકો વર્ગમાં લેખો, વાર્તાઓ ને બીજી સંસારી તેમજ બીજી બાબદો લખી છે. તે સઘલું જાણવાને મળે છે. આપણી ગૂર્જર સાહિત્યનો ઇતિહાસ જોતાં આ બ્હેન સાહિત્ય ક્ષેત્રમાં એક જુના અને આગેવાન લખનાર તરીકેની પદવી લઇ શકે. આ અદના 'જ્ઞાન વર્ધક'નાં પણ એ બ્હેન જુનાં લખનાર છે. કે ત્હેઓના અનેક લેખો જુનાં વાંચનારાંઓને યાદજ હશે-એ બ્હેનનો ભાષા ઉપર સારો કાબુ, તેમજ ભાષા રસિલી ને શુદ્ધજ છે. એ બ્હેનની આવી સાહિત્યની ઉમદા સેવાથી આજના ઉધરતા લેખક-વર્ગને ઘણુંક જાણવાનું મળે તેમ છે. એ બ્હેનજીને ત્હેઓના આવાં કામમાં જશ મળે, ને પોતાના ઇશ્વરી હુન્નરમાં વધુ નામનાં મેળવી પોતાની જીંદગીને વધુ ને વધુ યશવંતી બનાવે એવી આશા રાખીશું.

બ્હેનજી ભીખાઇજી આજ વર્ષો થયાં લંડનની ત્રીનિટી કૉલેજ ઑફ મ્યુઝિકનાં લાઇફ ઍકેડેમીક મેમ્બર છે, અને વર્ષો થયાં પોતે મ્યુઝિકનો વર્ગ ચલાવે છે, ને પોતાના શિષ્યોને ઉપલી કોલેજમાં પ્રવિણુ કરી ત્યાંની પદવી અપાવે છે. એવાં ત્હેઓના પુષ્કળ શિષ્યો છે, કે ત્હેઓએ બ્હેનજીનાં હાથ હેઠળ પ્રવિણુ થઇ પદવી મેળવી છે.

આ અનુપમ સંગિતનો હુન્નર પોતે ધરાવતાં હોવાથી વારે ઘડીએ અમુક રીતોથી ત્હેઓ લગભગ રૂ. ૫૪ હજારની રકમ એકઠી કરીને જુદાં જુદાં સખાવતી ખાતામાં આપી છે તે સંપૂર્ણ રીતે આ ચોપડીમાં માલમ

પડે છે. કર્ત્તાએ પોતાના માતાજી ને પીતાજીના ચિત્રો ને ત્હેઓની નોંધ ટુંકમાં આ પુસ્તકમાં રજુ કરેલી છે......"

નવેમ્બર-ડીસેમ્બર, ૧૯૩૯. "જ્ઞાન-વર્દ્ધક."

# "પુસ્તક પરિચય."

## "મારી અર્દ્ધી સદીની સાહિત્ય સેવા અને મિત્રોનો મનોહર મિઠાસ."

(૦)

"જાણીતાં લેખિકા, સાહિત્ય સેવિકા અને સંગીત શાસ્ત્રી મિસ ભીખાઇજી લી૦ પાલમકોટ તરફથી ઉપલું પુસ્તક બ્હાર પડયુંછે, તેમાં તેમણે સને ૧૮૯૦ થી ૧૯૩૯ સૂધીમાં જૂદાં જૂદાં પત્રો અને ચોપાનિયામાં લખેલાં લેખોનો સંગ્રહ આપવામાં આવ્યોછે. તેમના બધા લેખોનો હિસાબ કહાડવામાં આવે તો તેની લંબાઇ હજારો વાર જેટલી થાય તેમછે, પણ આ પુસ્તકમાં પસંદગીના અમુક લેખોનેજ સ્થાન આપવામાં આવ્યુંછે. આ લેખો અભ્યાસ કરવા જેવાછે, અને 'ડાન્સિંગ' જેવા વિષયોમાં તેઓ કેવા સખ્ત અભિપ્રાય ધરાવેછે તે જોઇ શકાયછે. તેમના બીજા લેખો પરથી પણ તેમના જેવા અનુભવી અને સેંકડો શિષ્યો એમના હાથ નીચેથી પસાર થઇ જવાથી જન-સ્વભાવનો અભ્યાસ કરવાને જેમને સુંદર તક મળીછે, તેઓ પોતાના એ અભ્યાસને પરિણામે શું ધારેછે, તે જાણુવાનું ઉપયોગી થઇ પડશે. આ જમાનાના યુવકો અને યુવતિઓને પણ તેમના વિચારો માર્ગદર્શક થઇ પડે તેવાછે. તેમને વિષે તેમના સમાગમમાં આવનારાંઓ શું ધારેછે, તે પણ આ પુસ્તક વાંચતાં સમજી શકાશે. બહેન ભીખાઇજી લી૦ પાલમકોટ લગભગ પોણોસો વર્ષની વયે પહોંચવા છતાં પોતાનાં સેવાકાર્યમાં લાગેલાંજ રહ્યાંછે અને સંગીતશાસ્ત્રી

તરીકેની તેમની સેવાની યુરોપમાં કદર થઇ તે તેમને પોતાને માટે જેવી તેવી અભિનંદન લેવા જેવી બાબત નથી. તેમણે અત્યાર સુધીમાં ૧૫ પુસ્તકો લખ્યાં છે અને સંગીતદ્વારા અનેક સંસ્થાઓને અર્ધો લાખ કરતાં વધુ રકમની મદદ અપાવીછે. તેમણે નામે ઇનામ અને સોનાનો ચાંદ આપવા માટે રૂ. ૨૫,૦૦૦) ની રકમ ટ્રિનીટી કૉલેજ ઑફ મ્યુઝીકને આપીછે. તેઓ સાહિત્ય અને સંગીતની હજુ પણ વધુ સેવા બજાવી શકે તેવી રીતે હજુ વધુ જીવે એમ અમો ઇચ્છીશું! મિત્રો અને પ્રશંસકોને આ પુસ્તક ભેટ અપાયુંછે.

તા૦ ૩૦-૧૨-૧૯૩૯. મુંબઇ સમાચાર.



## "પારસી બેકારોના લાભાર્થે થયેલો સુન્દર, ફતેહમંદ કોનસર્ટ.

—(*)—

### "એક ઉડતી તપાસ.



(લેનાર—અરદેશર ફી. મરઝબાન)



ગયા સોમવાર તા૦ ૧૯ મી ફેબરૂઆરીએ પારસી બેકારોના લાભાર્થે સર કાવસજી જહાંગીર હોલ ખાતે મીસ ગુલ અને મીસ નાજુ તાતાના ડીરેકશન હેઠલ થયલા કોનસરટની મોજ મેળવવા મ્યુઝીકના શોખીનો તેમજ મ્યુઝીક સમજવાના દેખાવો કરનારાંઓથી આખો હોલ ચીકાર ભરાઇ ગયો હતો.

આ કોનસરટ માટે હું કાંઇબી લખું તે પહેલાં જણાવવાની જરૂર છે કે આપણી કોમમાં જેમ કપડાંઓની, અને જણુસભાવની ફેશનો થોડેક થોડેક સમયે આવીને પાછી પસાર થઇ જાય છે તેમ મ્યુઝીક ટીચરોનીબી ફેશનો આવેછે.

એકાદ પારસી માય પોતાની છોકરીને મ્યુઝીક શીખવવાને વીચાર કરતાંની સાથેજ તુરતજ સાલ્લો પહેરીને લેડીઝ જીમખાનામાં જઇને પોતાના સહી-

મીટાંઓને પુછવાનું શરૂ કરી દેછે કે "મરે, બચાં, આજે સઉથી સરસ મ્યુઝીક ટીચર કોણ? મારી પીલુને હું પ્યાનો શીખવવા માગુંછ, મરે, આપરી મેડી ધણુકોબઇની હીલ્લાં કાંહ શીખેછ? હુંબી પીલુને તાંહજ મોકલાઉં કે એ મુઇનું મોનું કારૂં થઇ જાય......" વીગેરે વીગેરે.

......ને "સુંદર" (!) હલક ધરાવતી બીચારી પીલુને એક અચ્છી ગાનારી થવાનો પોતાનો અભખરો બાજુએ મુકીને પ્યાનો શીખવાનું શરૂ કરવું પડતું હતું.

એ રીતે પોતાના વખતમાં સ્કીનઝી, બહેર, લાગાતોલા, ફ્રાન્ઝ, સાવીની, કોફ્મેન, મીસ સ્મુખ વગેરે સંગીતની દુન્યામાં એક ફેશન થઇ ગયાં, અરે! હું એક નામ ભુલ્યો! માફ કરજો. બાઇજી બીખાઇજી પાલમકોટ!

હું પહેલ્લેથી સાફ સાફ કહી દેવા માગુંછું કે આ સઘળાં ઉપલાં શીક્ષકોની લાયકાત કંઇબી દરજ્જે ઓછી હતી અથવા તો એઓ સંગીતના શીક્ષણો આપવામાં કંઇબી દરજ્જે નાલાયક હતાં એમ હું કહેવા માંગતોજ નથી. એઓ સઘળાં ઘણાજ ચુનંદા સંગીત ટીચરો હતાં, પણ એઓની ખરી સંગીતની લાયકાત આપરી પારસી માયોમાંથી કેટલી જણીઓ પીછાણતી હતી અને દેખાદેખીનો સોદો કેટલો હતો?

મને બરાબર ધ્યાનછે. મારી સગપણમાં આવેલા એક બાઇએ ઘણી મગરૂરીથી મને એકવાર કહેલું કે "મરે, હું તો મારી સહેરૂને બહેરની પાસે જરમન મ્યુઝીક ને સ્કીનઝી પાસે ઇટાલ્યન મ્યુઝીક શીખવવાની છેઉં." હું નહીં ધારતો કે આપણા પારસી માયબાપોની–ખસુસ કરીને માયોની–મનોવૃતી ઉપર જાસ્તી ટીકા કરવાની મને કાંઇ પણ જરૂર હોય.

મેં ઉપર કીધેલાં ટાહેલાંની મતલબ એટલીજ છે કે શરમાળ અને મહેનતું ગુલ તાતા આટલાં વરસો થયાં એક સંગીત શીક્ષીકા તરીકે કેટલું સંગીન કામ કરતી આવીછે તે સોમવારે કા. જાંગીર હોલમાં એકઠા થયલાં ઓડીયંસના મોટા ભાગને અંજાણ હતું, કારણ ગુલ હજુ સુધી ફેશનેબલ ટીચરોની સંઘમાં બીરાજી નથી. કયાંથી બીરાજે? આપણી ફેશનેબલ સોસાયટી માયોને પોતાની છોકરીઓને મ્યુઝીક શીખવવાને માટે એકાદ ઇટેલીયન,

રશીયન કે જર્મન નામજ જોઇએ, તોજ મોંઘી મોંઘી ટયુશન ફીઝ આપીને લેડીઝ જીમખાનામાં ફરાકા મારી શકાય કેની?......"

તા. ૨૪-૨-૧૯૪૦. જામે જમશેદ.



## "બાગે શીરીન" "ગાય ગુલાબો."



### બાગબાન—મી૦ ફરામરોજ ધનજીશાહ ધનભુરા, બી. એ.

### પ્રેમ-પેગામ! સ્નેહ સંદેશો!

"કયસરે-હિન્દ"નાં વહાલાં ગાય-ગુલાબો,

ભલા વીચારો, ભલા સખુન, ભલાં કાર્યો મારે મનથી એક ખજાનોછે, અને તે માટે.........નો ઉપકાર માની વહાલાં ગાય-ગુલાબોને ભલી દુઆ ઇચ્છુંછું તે આમીન! જમશેદી નવરૂઝ મુબારક!

લી૦ શુભેચ્છક બ્હેન,

**ભીખાઇજી લી૦ પાલમકોટ.**

૮૮, એ, ખંબાલા હિલ,
મુંબઇ તા૦ ૧૦-૩-૧૯૪૦.



"**નોંધ**:—સાહિત્યનાં પુજારીણી, સંગીતનાં ઉપાસક, અર્ધી સદી સુધી સાહિત્ય, સંગીત, સત્ય, સ્નેહ અને સેવા માટે જીંદગી (Dedicate) ઘસી-પીસી નાંખનાર વડીલ, રાહબર ભીખાઇજીમાયને અમારી પણ દુઆ, બંદગી અને વહાલાં ગાય-ગુલાબોનો પ્યાર, નમન હોજો."

"બાગબાન."



બગલોરની જરથોસ્તી અનજુમનની એક સભા તા. ૨૯ મી ડીસેમ્બર ૧૯૪૦ ને દિને શેઠ રૂસ્તમજી એન. બૉઇસના પ્રમુખપણા હેઠળ લેડી કોઠારી હૉલમાં મળી હતી. જે વેળા કેટલાક ઠરાવો સર્વાનુમતે પસાર થયા હતા, તેમાં એક ઠરાવ નીચે પ્રમાણે પસાર થયો હતો:—

"બાઈ ભીખાઇજી લી૦ પાલમકોટની મદદ.

"મુંબઇવાળાં જાણીતાં ધર્મી બાઇ ભીખાઇજી લી૦ પાલમકોટે પોતાની તેમજ પોતાનાં બેશીઓની ધાર્મીક બાજે દરેમેહેરમાં ચાલુ કરવા માટે રૂ. બે હજારની સાડા ત્રણ ટકાની લોનો અંજુમનને સપુરદ કરી હતી, તે ટ્રસ્ટીઓએ સ્વીકારેલી છે. તેની નોંધ લેનારો તથા એઓ બાઇનો આભાર માનનારો ઠરાવ પસાર થયો હતો."

તા૦ ૪-૧-૧૯૪૧. જામે જમશેદ.



## વાંચક-વર્ગને વિનન્તી.



"મારી અર્ધી સદીની સાહિત્ય સેવા" નામની ચોપડી વિષે અત્યાર સુધીમાં અભિપ્રાય અર્થે જે સેંકડો પ્રશંસા-પત્રો બ્હેન ભીખાઇજી લી૦ પાલમકોટને મળ્યાં છે, તેમાંથી થોડાં આ પુસ્તકમાં છપાવ્યાં છે. આ સઘળાં કાગળો મેં અસલ ઉપરથી ઉતારી પ્રેસમાં છાપવા માટે મોકલી આપ્યાં છે; એમ વાંચક-વર્ગને વિશ્વાસપૂર્વક ખાતરી આપું છુંજી.

મેં પંડે એમને કહ્યું કે તમારો બચાવ તમે પોતેજ કરીને જાવો, કારણ તમારી પછી તમારો બચાવ કરનાર કોઇ નથી! આ પુસ્તક સચ્ચાઇ બહાર લાવે છે! ખુદા એમને મદદ કરે!

ભીખાજી દાદી એદલજી તારાપોરવાલા.

તા૦ ૨૪-૧-૧૯૪૧.



## "મરહુમ ભાઇ સોરાબ લી૦ પાલમકોટનાં ઊઠમણાંમાં ભરાયલાં નાણાં તથા તેની વ્યવસ્થા.

### મઉ, તા૦ ૨૧ મી અકટોબર ૧૯૦૯.



"મરહુમ ભાઇ સોરાબ લી૦ પાલમકોટ સને ૧૯૦૯ના સાલમાં તા. ૧૯ મી અકટોબર ૧૯૦૯ના દિવસે મુંબઇ આવતાં ત્રેનમાં અચાનક 'હાર્ટ' બંધ થવાથી હક થયા હતા, તેવણુને પાછા મઉ લઇ જવામાં આવ્યા હતા, ત્યાં તેમનાં ઊઠમણાંની ક્રિયામાં મરહુમનાં સગાં-સ્નેહીઓએ ભરેલી રકમ મઉની અગીઆરીમાં કાઠી, મરામત અને બત્તી વિગેરેના ફંડમાં તેમજ નસેસલાર અને રવાનની ગાડીનાં ફંડમાં આપવામાં આવી હતી. જેની વિગત નીચે મુજબ છે:—

| | | |
|---|---|---|
| રૂ. | ૫૧ | મરહુમનાં બ્હેન ભીખાઇજી લી૦ પાલમકોટ. |
| ,, | ૫૦ | મરહુમનાં મિત્ર મિસ રતનબાઇ પે. ડૉકટર. |
| ,, | ૩૧ | મરહુમનાં વિધવા આલીબાઇ સો. પાલમકોટ. |
| ,, | ૨૫ | મરહુમનાં ખેશી ખાનબહાદુર રતનજી એ. પારખ. |
| ,, | ૧૫ | મરહુમનાં ખેશી ધનજીશાહ એ. કોથાવાલા. |
| ,, | ૧૦ | મરહુમનાં સાસુ જરબાઇ ર. કોથાવાલા. |
| ,, | ૧૦ | મરહુમનાં સાળા રૂસ્તમજી ર. કોથાવાલા. |
| ,, | ૧૦ | મરહુમનાં મિત્ર બેરામશાહ જ. જાગોશ. |
| ,, | ૭૫ | મરહુમનાં બીજાં ખેશીઓ તથા મિત્રોએ રૂ. ૧૦ થી ભરેલી ઓછી રકમ. |

જુમલે રૂ. ૨૮૭

ઉપલી રૂ. ૨૮૭ ની રકમ મઉનાં ધર્મ ખાતાંમાં આપવામાં આવીછે:—

| | | |
|---|---|---|
| રૂ. | ૨૨૭ | ખા૦ બા૦ રતનજી એ. પારખે સ્થાપેલાં મઉની અગીયારીના કાઠી, મરામત અને બત્તીના નીભાવ ફંડમાં. |
| ,, | ૩૦ | મઉનાં નસેસાલારનાં ફંડમાં. |
| ,, | ૩૦ | મઉના રવાનની ગાડીના નિભાવ ફંડમાં." |



# મિસ ભીખાઇજી લી૦ પાલમકોટ

## તરફથી

સને ૧૯૩૯ નાં જુલાઇ માસથી સને ૧૯૪૧ નાં જેન્યુઆરી માસ સુધીમાં જાત-પરજાતના ગરીબોને, નિરાશ્રિતોને, જાહેર તેમજ ખાનગી સખાવતી ખાતાંઓમાં, ગરીબ પારસીઓનાં નવજોત-લગ્ન તેમજ ધર્મ-ક્રિયાઓ માટે, જાહેર તેમજ ખાનગી ખતાંઓમાં ઇનામો આપવાના 'ફંડ'માં, તેમજ જૂદાં જૂદાં 'ફંડ' માં આપેલી રકમ નીચે પ્રમાણે છે:—

| સને | વિગત. | રકમ. રૂ. | આ. | પા. |
|---|---|---|---|---|
| | "મારી અર્ધી સદીની સાહિત્ય સેવા" નામની સને ૧૯૩૯ માં બહાર પડેલી ચોપડીમાં સ્વિકારેલી રકમ: સને ૧૯૦૦ થી ૧૯૩૯ સુધીમાં. ... ... ... | ૫૨,૮૮૨ | ૫ | ૦ |
| ૧૯૦૯ | સને ૧૯૦૯ માં ઇટલીમાં ધર્તીકંપ થયો, ત્યારે 'મૅસીના ફંડ' માટે, સીનોર રફીન્ઝી, બી. એ., ડી. એસ. સી., (નેપલ્સ) ઍફ. ટી. સી. ઍલ., એ મુંબઇમાં એક 'કૉનસર્ટ' કર્યો હતો તે 'કૉનસર્ટ'નાં 'ફંડ'માં મેં ભર્યા હતા. | ૩૧ | ૦ | ૦ |
| ૧૯૩૯ થી ૧૯૪૧ | (સને ૧૯૩૯ ના જુલાઇ માસથી સને ૧૯૪૧ ના જેન્યુઆરી માસ સુધીમાં.) ... ... | | | |
| | જાત-પરજાતનાં ગરીબોને ... ... | ૨૨ | ૬ | ૬ |
| | એક ગરીબ પારસી બાઇને તંગીમાં ... ... | ૫ | ૦ | ૦ |
| | એક ગરીબ પારસી પુરૂષને મુશ્કેલીમાં ... | ૫ | ૦ | ૦ |
| | આગળે પાને લઇ ગયા... | ૫૨,૯૪૫ | ૧૧ | ૬ |

| સને | વિગત. | રકમ. | | |
|---|---|---|---|---|
| | | રૂ. | આ. | પા. |
| | પાછળે પાનેથી લાવ્યા... | ૫૨,૯૪૫ | ૧૧ | ૬ |
| | બાઇ જીવનબાઇને ધર્મ-ક્રિયા માટે ... ... | ૧૦ | ૦ | ૦ |
| | એક ગરીબ પારસી બાઇના લગ્ન માટે બાઇ જાઇજી મીસ્ત્રી મારફતે. ... ... | ૫ | ૦ | ૦ |
| | 'કયસરે હિન્દ' માં "ગાય-ગોલાઓ"ને ઇનામ આપવા મી૦ ફરામરોજ ધ૦ ધનભુરા મારફતે. | ૫ | ૦ | ૦ |
| | "ધી બૉમ્બે પારસી એસોસીએશન"માં ઇનામો આપવા માટે, મેજર સોરાબ રૂ૦ બામજી, ઍફ. આર. ઍસ. એ., ('ઑનરરી જૅનરલ સૅક્રેટરી') મારફતે. ... ... ... | ૫૧ | ૦ | ૦ |
| | ભેંશાન ગામની અગ્યારીનાં નિભાવ ફંડમાં, તેના કારોબારી મી૦ રૂસ્તમજી માણેકજી પટેલ મારફતે ... ... ... | ૨૦ | ૦ | ૦ |
| | બાઇ જીવનબાઇને ધર્મ-ક્રિયા માટે. ... | ૫ | ૦ | ૦ |
| | એલકઝાન્ડ્રા સ્કુલમાં "મિસ માણેકજી ખરશેદજી મેમોરિયલ ફંડ"માં ... ... ... | ૨૫ | ૦ | ૦ |
| | એક ગરીબ પારસીને તંગી સમયે ... ... | ૧૫ | ૦ | ૦ |
| | એક ગરીબ પારસી બાઇને તંગી સમયે. ... | ૧૦ | ૦ | ૦ |
| | એક ગરીબ સગાની ધર્મ-ક્રિયા માટે. ... | ૨૫ | ૦ | ૦ |
| | આગળે પાને લઇ ગયા... | ૫૩,૧૧૬ | ૧૧ | ૬ |

| સને | વિગત. | રકમ. | | |
|---|---|---|---|---|
| | | રૂ. | આ. | પા. |
| | પાછળે પાનેથી લાવ્યા... | ૫૩,૧૧૬ | ૧૧ | ૬ |
| | નિરાશ્રિત પારસીઓને. ... ... ... | ૧૫ | ૦ | ૦ |
| | નિરાશ્રિત પારસીઓને (બીજી વખત) ... | ૧૦ | ૦ | ૦ |
| સને ૧૯૪૦ | આખાં વર્ષમાં ગરીબ જરથોસ્તીઓને તેમજ જાત-પરજાતનાં ગરીબોને .. ... | ૫૦ | ૧૨ | ૯ |
| | એક ગરીબ નિરાધાર પારસી બાઇ બાનુંબાઇને. | ૨૫ | ૦ | ૦ |
| | એક ગરીબ નિરાધાર જરથોસ્તીનાં કુટુંબ માટે. | ૨૫ | ૦ | ૦ |
| | બાઇ માણેકબાઇને ... ... ... | ૫ | ૦ | ૦ |
| | ૧૯૪૦ માં જાત-પરજાતનાં ગરીબોને ... | ૧૫ | ૦ | ૦ |
| | બૅંગલોરની પારસી અગ્યારીમાં મારા પિતાજીની, મારાં માતાજીની, મારા ભાઇ સોરાબની, અને મારી વાર્ષિક ધર્મ-ક્રિયા માટે.* ... | ૨,૦૦૦ | ૦ | ૦ |
| | કુલ્લે રૂપીઆ... | ૫૫,૨૬૨ | ૮ | ૩ |

* ઉપલી રૂ. ૨,૦૦૦—ની રકમ ૫૦ વર્ષો પછી બૅંગલોરની પારસી અગ્યારીના નિભાવ ફંડમાં વપરાશે.




